આપનાર, મારા જેવાની, એ શોધ નિષ્ફલ પણ જાય એ બનવા જેવું છે. અને છતાં આ આકર્ષક પ્રયાસ કર્યા વિના ચાલતું નથી.

અર્વાચીન કાલ નર્મદથી શરુ થાય છે. અને જેમ પોર્ટસૈયદ છોડતાં વારજ એક ખંડ છોડી બીજામાં ગયા એવું તીવ્ર ભાન થાય છે, તેવું જ દલપત છોડી નર્મદ હાથમાં ધરતાં લાગે છે, અને તેજ પ્રકારનું ભાન અત્યાર સુધીના બધા સાહિત્યથી પ્રગટે છે. એ ભાન શાથી આવે છે?

પરભવનું હેત વીસરી આ ભવનું આકર્ષણ અનુભવવું એ વિશિષ્ટતા નવા કાલના આખા સાહિત્યમાં તરત નજરે ચઢે છે. અને તેજ પ્રમાણે નર્મદ પહેલાંના કાલનું પ્રથમ લક્ષણ પરભવનો પ્રેમ ને આ ભવની અરુચિ. મધ્યકાલીન સંસ્કૃત સાહિત્ય ને તત્વજ્ઞાનમાંથી આ દૃષ્ટિબિંદુ ઉતરી આવ્યું લાગે છે. શંકરાચાર્ય મહાત્મા હતા, વિદ્વાન હતા. ધર્મ ધુરંધર હતા; પણ

पुनरपि जननं पुनरपि मरणम् ।
पुनरपि जननीजठरे शयनम् ॥

માં રહેલો એમનો જીવનનો વિકરાલ દ્વેષ જોઇ જરાક કપારી આવે છે; અને असार संसार समुद्र मध्ये निमज्जतो मे शरणं किमस्ति । એ પ્રખ્યાત પ્રશ્નમાં રહેલી નિરાશાએ કેટલાં જીવનને મરણતોલ કરી મુક્યાં હશે તે વીચારતાં ત્રાસ છુટે છે.

ઉછળતા જીવનનું કચ્ચરીઉં કરવાનો પ્રયોગ મધ્યકાલીન ગુજરાતમાં સફલ રીતે કરવામાં આવ્યો છે. આદિ કવિ જન્મતાં જ ગભરાવે છેઃ

ઉવે મસ્તકે હતો ઉગ્ર તપ આચરી,
ભક્તિ કીધી ભગવાન કેરી,
અવતરી પાશ બંધાયો માયાતણે,
લંપટી લાલચે લીધો ઘેરી.

પણ આટલેથી તેને સતોષ નથી. તેને તો આખુ જીવન ડામતુ છે:

> અલ્પ સુખ સારુ શું મૂઢ ફુલ્યો ફરે,
> શિશપર કાળ રહ્યો દંત કરડે;
>
> પામર પલકની, ખબર તુજને નહી,
> મૂઢ શું જોઇને મુછ મરડે?

અખાનું ચાલે તો જીવનની બધી વૃત્તિઓને શુંએ કરી નાખે. તે કહે છે:

> એક અફીણી બીજો સસારી રસ,
> અધિક કરે તેમ આપે કસ;
>
> જેમ જેમ અધીકું ખાતો જાય,
> અગે અકલે હીણો થાય
>
> જો મૂકે તો સુખે સરે,
> નહી તો અખા તે ખાતો મરે.

આ ચારસો વર્ષના મધ્યકાલમાં બધા કે મહાત્માઓ નહોત. તે ખાતા, પીતા, કોઇક ચોરી કરતા, થોડાક મોજ કરતા. પણ પુરાણમાથી પ્રેરણા મેળવનાર પ્રેમાનદના પૂજ્ય અપવાદ શીવાય જીવનના પ્રતિનિધિઓ સરખા સાહિત્યકોની દષ્ટિ તો મૃત્યુ પર લાડથી ચોંટી હતી; અને જો ત્યાંથી ખસતી તો તેની પેલી તરફ આવેલા લાખચોરાસીના ફેરાના દુઃખ પર મોહી રહેતી. જો જીવન જરા પણ ઉછાળા મારતુ તો તેને, કૃષ્ણભક્તિનાં પદોથી, જરાક સરકવા દેતા; પણ તેમા કશો પણ સાર, ઉલ્લાસ, પ્રફુલ્લતા કે મોજ તે જોઇ શકતા નહીં, એટલું જ નહી પણ રખેને કોઇ જીદગીમાં સુખ માણી લે એવે ભયે મૃત્યુનો ભયાનક બાઉ તે સાથે જ રાખતા. જૈન ને સ્વામીનારાયણ જેવા વૈરાગ્યપ્રધાન સપ્ર-દાયના કવિઓ, સિદ્ધાંતે ને પ્રતિજ્ઞાએ, આ ધોરણને સાચવવાને બધા-

એલા જ હતા એટલે તેની પાસે તો બીજી આશા રખાય જ નહિ. પણ કલ્પનાસાહિત્યના શોખી શામળ ભટ પણ એમાંથી બચ્યા નહિઃ—

કદી નાઠે મોત મૂકે નહીં,
પ્રસંગ્યો ત્યાંથી પાશ છે
કવિ શામળભટ સાચું કહે,
નામ સર્વનો નાશ છે.
જે જોયું તે જાય,
જેહ ફુલ્યું તે ખરશે
ભર્યું તેહ ઠલવાય,
ચઢયું તે તો ઉતરશે.
લીલું તે સુકાય,
નવું તે જીનું થાશે.
આયુર્દાવશ સર્વ
કાળ સૌ કોને ખાશે.

ભોજા ભગતને, "આ તો સ્વપ્નું છે સંસાર" એમ કહી, તેની ઝેરી કરવામાં, જીવનના અનેક આનંદો કરતાંએ વધારે આનંદ દેખાય છે. અને દયારામને પણ મધ્યકાલનાં આ દૃષ્ટિબિંદુમાં રસ પડે છે–કે રસ લેવો પડે છે:

ધિક તારુ જીવ્યું રે,
દૈવે તને શાને ઘડયો;
ડાહ્યો થઇ દુનીયામાં ફરે છે,
તેણે શુ સીધ્યું તારું કાજ;
જમની કચેરી જીતવી કઠણ છે,
નથી રહેવાની તારી લાજ.

* * *

વાંકી મુછ ઉપર વાટ ઉઠી રે નર્કની વાટે તું ઠર્યો,
મિથ્યા જનુની ભારે મારી એવો જન્મ ધર્યો ન ધર્યો.

અને અર્વાચીન કાલમાં મધ્યકાલના અવશેષરૂપ દલપતરામ મૂત્ર ઉચ્ચારે છે :

અરે જીવ તેં જન્મીને, શોધી ન લીધો સાર,
ભ્રમણામાં ભુલ્યો ભમી, ભર્યા પાપના ભાર.

ને વળી કહે છે :

અપાર સંસાર સમુદ્ર આ છે,
સદાય તે સંકટની સીમા છે.

આ બધા સાહિત્યસ્વામીઓની દૃષ્ટિ આ પ્રમાણે મૃત્યુ પર–જીવનના અભાવ પર–ક્ષણિક મનાતા આનંદોના વિધ્વંસ પર ચોંટી હતી. જીવનને જીવતું દોઝખ ગણી, મરણને મોક્ષ માર્ગ માનવામાં તેમને ધર્મ, નીતિ, ડહાપણ ને રસિકતાની પરાકાષ્ઠા જણાતી. પરલોકના કાલ્પનિક સુખ માટે વલખાં મારી આ લોકને શ્મશાન બનાવવામાં તેમને મજાહ પડતી. જીવતા નર માટે જીવનમાં તેમને રસ દેખાતો નહિ. સંસારમાં તેને માટે સુખની આશા દેખાતી નહોતી. એમને મન જીવન એટલે મૃત્યુ; જીવન એટલે મરણ પછી શરુ થતી કારકીર્દી. અને આ સિદ્ધાંતની વેદીમાં આવરદાની આહુતી આપી મૃત્યુના આ પયગંબરો : ગુજરાતના જીવનને ઉલ્લાસહીણું બનાવી રહ્યા હતા.

'મેં 'જીવન' ને 'મૃત્યુ એ શબ્દો વાપર્યા છે તેનો અર્થ સ્પષ્ટ કરવો જોઇએ. જીવન જીવવું એટલે મનુષ્યની સ્વાભાવિક શક્તિઓ અને વૃત્તિઓની કેળવણી અને સંતોષમાં–'સંસારી રસ'માં જ–સુખ માનવું તે; જીવનનો ઉલ્લાસ અનુભવવો એટલે એ સુખનો ભાવનાત્મક વિકાસ સાધવાની હોંશભરી તત્પરતામાં જ આનંદ માનવો

એવા જ હતા એટલે તેની પાસે તો બીજી આશા રખાય જ નહિ. પણ કલ્પનાસાહિત્યના શોખી શામળ ભટ પણ એમાંથી બચ્યા નહિઃ—

કદી નાઠે મોત મૂકે નહી,
પ્રસંગ્યો ત્યાંથી પાશ છે
કવિ શામળભટ સાચું કહે,
નામ સર્વનો નાશ છે.
જે જોયું તે જાય,
જેહ ફુલ્યું તે ખરશી
ભયું તેહ ઠલવાય,
ચઢયુ તે તો ઉતરશી.
લીલું તે સુકાય,
નવું તે જુનુ થાશી.
આયુર્દાવશ સર્વ
કાળ સૌ કોને ખાશી.

ભોજા ભગતને, "આ તો સ્વપ્નું છે સંસાર" એમ કહી, તેને ઝેરી કરવામાં, જીવનના અનેક આનંદો કરતાંએ વધારે આનંદ દેખાય છે. અને દયારામને પણ મધ્યકાલનાં આ દષ્ટિબિંદુમાં રસ પડે છે-કે રસ લેવો પડે છે:

ધિક તારુ જીવ્યું રે,
દૈવે તને શાને ઘડયો;
ડાહ્યો થઇ દુનીયામાં ફરે છે,
તેણે શુ સીધ્યું તારું કાજ;
જમની કચેરી જીતવી કઠણ છે,
નથી રહેવાની તારી લાજ.

* * *

વાંકી મુછ ઉપર વાટ ઉઠી રે નર્કની વાટે શું ઠર્યો,
મિથ્યા જનુની ભારે મારી એવો જન્મ ધર્યો ન ધર્યો.

અને અર્વાચીન કાલમાં મધ્યકાલના અવશેષરૂપ દલપતરામ મંત્ર ઉચ્ચારે છે :

અરે જીવ તે જન્મીને, શોધી ન લીધો સાર,
ભ્રમણામાં ભુલ્યો ભમી, ભર્યા પાપના ભાર.

ને વળી કહે છે :

અપાર સંસાર સમુદ્ર આ છે,
સદાય તે સંકટની સીમા છે.

આ બધા સાહિત્યસ્વામીઓની દૃષ્ટિ આ પ્રમાણે મૃત્યુ પર–જીવનના અભાવ પર–ક્ષણિક મનાતા આનંદોના વિધ્વંસ પર ચોંટી હતી. જીવનને જીવતું દોઝખ ગણી, મરણને મોક્ષ માર્ગ માનવામાં તેમને ધર્મ, નીતિ, ડહાપણ ને રસિકતાની પરાકાષ્ઠા જણાતી. પરલોકના કાલ્પનિક સુખ માટે વલખાં મારી આ લોકને સ્મશાન બનાવવામાં તેમને મઝાહ પડતી. જીવતા નર માટે જીવનમાં તેમને રસ દેખાતો નહિ. સંસારમાં તેને માટે સુખની આશા દેખાતી નહોતી. એમને મન જીવન એટલે મૃત્યુ; જીવન એટલે મરણ પછી શરૂ થતી કારકીર્દી. અને આ સિદ્ધાંતની વેદીમાં આવરદાની આહુતી આપી મૃત્યુના આ પયગમ્બરો : ગુજરાતના જીવનને ઉલ્લાસહીણું બનાવી રહ્યા હતા.

'મેં 'જીવન' ને 'મૃત્યુ એ શબ્દો વાપર્યા છે તેનો અર્થ સ્પષ્ટ કરવો જોઇએ. જીવન જીવવું એટલે મનુષ્યની સ્વાભાવિક શક્તિઓ અને વૃત્તિઓની કેળવણી અને સંતોષમાં–'સંસારી રસ'માંજ–સુખ માનવું તે; જીવનનો ઉલ્લાસ અનુભવવો એટલે એ સુખનો ભાવનાત્મક વિકાસ સાધવાની હોંશભરી તત્પરતામાં જ આનંદ માનવો

તે. મૃત્યુની હીમાયત એટલે એ શક્તિઓ અને વૃત્તિઓનો સંતોષ ને વર્જ્ય ગણવો તે; એમને કચરવામાં મોટાઇ માની, 'સંસારી રસ' માંથી ભાવનાત્મક અપૂર્વતાને નીચોવી કાઢી, સંસારના છાલ ગોટલા ને ક્ષુદ્ર બનાવવાં તે; અને આનંદ મેળવવા, આ દેહે અપ્રાપ્ય એવા, મૃત્યુ પછીના અણજાણ પ્રદેશોમાં કલ્પનાને રસ શોધવા છોડી મુકવી તે. આ બે દૃષ્ટિબિંદુમાં સારું કે ખરું કયું તે નક્કી કરવાનું આ સ્થાન નથી; પણ આ દૃષ્ટિબિંદુએ શાં શાં લક્ષણો સર્જાવ્યાં તે નોંધીને જ હું વીરમીશ.

સાહિત્યને પરોક્ષ કે અપરોક્ષ રીતે, જાણી જોઇને કે અજાણતાં, જીવનના બે વિષય સ્પર્શ્યા વિના ચાલતું નથી. એક માનવતા અને બીજો સ્ત્રી. આ બે ખરું જોતાં, સમગ્ર જીવનને પ્રેરતાં મોટામાં મોટાં બળો છે; કારણ કે પોતાપણું સિદ્ધ કરવાની વૃત્તિ અને પર જાતિ તરફ આકર્ષાવાની વૃત્તિ એ મનુષ્યસ્વભાવની મૌલિક વૃત્તિઓ છે. એક વૃત્તિ મહત્તા પ્રાપ્ત કરવા પ્રેરે છે; બીજી વૃત્તિ પ્રેમ મેળવવા મથે છે. એક વૃત્તિ સંતોષાતાં પ્રભાવની ધુન આવે છે; બીજી વૃત્તિ સંતોષાતાં પ્રેમની મસ્તી આવે છે. અને એ ધુન ને મસ્તીમાંથી નીઝરતું સુખ મનુષ્યને દેવસમાન બનાવે છે.

સાહિત્ય પણ આ બે વૃત્તિને પોષવા, વ્યક્ત કરવા ને વીકસાવવા પ્રયત્ન કરે છે; તેમાં ભાવનાત્મક અપૂર્વતાનું આરોપણ કરે છે; અને એના સંતોષથી પ્રગટતી ધુન અને મસ્તી શબ્દોમાં અમર કરી, તેના સુખનો આસ્વાદ સદા સર્વદા લઇ શકાય એવી કૃતિ પ્રગટાવે છે.

પણ જીવનમાં ભાવનાત્મક અપૂર્વતા નજ હોય એવા નિશ્ચલ સિદ્ધાંત પર પોતાની કથનીઓ રચનાર મધ્યકાલીન સાહિત્યકોએ આ

બને વૃત્તિને વાસ્તવિક દુનીઆમાંથી નીતારી કાઢી. સસારી સુખને જે મિથ્યા કરી માનતા હતા; જગેત જેને મન ઉંઘમાં ભોગવેલા અટપટા ભોગ ભાસતું; કાચના કુપ્પા સમી કાયા જોઇ જે ગભરાટમાં પડતા તેઓએ દુનીઆના વ્યવહારમાં સ્વાતંત્ર્ય, વીરતા, સાહસ ને પ્રતાપ જોવાનું છોડી, માત્ર પરભવે હરિચરણમાં રહેવાની અપૂર્વતા જોયા કરી. આને પરિણામે માનવતાનું ધોરણ અપ્રાપ્ય સાધુતા, નિર્માલ્ય નિર્દોષતા કે ડહાપણભરી કાયરતા થઇ બેઠાં; અને પ્રભાવ, સત્તા ને સ્વાસ્થ્યની ધુન તો જીવન જીવતાં જ આવે છે એ વાત તેમને અશકય લાગી.

નરસિંહ મહેતાએ અપ્રાપ્ય-લગભગ અસ્વાભાવિક-નિર્દોષતાનું ધોરણ 'વૈષ્ણુજન તો તેને કહીએ' વાળાં પદમાં આપ્યું છે.

શામળભટનો વીરતા તરફનો ગભરાટ છુપાવ્યો છુપાતો નથી. સાહસમાં, વીરતામાં, બહાદુરીમાં તે કૈં અપૂર્વતા જોઇ શકતા નથી; પણ ગરથની હુંફ, સાવચેતીનુ ડહાપણ, સાહસની મુર્ખાઇ આ એનાં ધોરણો ઠેકાણે ઠેકાણે જડે છે. દલપતરામની શિક્ષાપત્રી જેવી દરેક સદ્‌ગુણની કાવ્યાવલિ આજ ધોરણે રચાઇ છે.

આપણા સાહિત્યમાં આપેલાં આ નિર્દોષ માનવતાનાં ધોરણ ઘણાને પ્રિય છે. પણ વિશ્વામિત્રની મહત્ત્વાકાંક્ષા, દધિચિનું આત્મ-સમર્પણ, હરિશ્ચંદ્રનો સત્ય પ્રેમ, ભીષ્મની અડગતા, અર્જુનની વીરતા, ભીમનાં સાહસ, શ્રીકૃષ્ણનાં સ્વાસ્થ્ય, શક્તિ ને ઉલ્લાસમાં જે માનવતાની ભાવનાના અપૂર્વ રંગો છે, સર્વવ્યાપી પ્રભાવનાં તેજો ચમકે છે તે ડહાપણ પર કે દુર્ગુણના અભાવ પર રચાએલા આ પ્રવૃત્તિપરાઙ્‌મુખ, નિશ્ચેતન ધોરણોમાં મને જણાતાં નથી.

સ્ત્રી તરફની મધ્યકાલીનોની દૃષ્ટિ પણ તેવી જ છે.

અનેક યુગો થયાં સ્ત્રી તરફ ગમે તેટલો તિરસ્કાર બતાવાય છે છતાં આ 'પ્રત્યક્ષ રાક્ષસી' એ એવું એક પ્રચંડ બળ છે કે જેને વડે જીવન પ્રફુલ્લ બને છે. જાનવરશાસ્ત્રની દૃષ્ટિએ તે જીવનની માતા છે; ભાવનાની દૃષ્ટિએ તે જીવનની નિર્માતા છે. સ્ત્રી, એક દૃષ્ટિએ જોતાં, જીવન છે; જીવનની સાથે પુરુષ ને બાંધતી સોનાની સાંકળ તો છે જ. અને છતાં આ મૃત્યુના હીમાયતીઓ તેની સાથના સબંધમાં અપૂર્વતા ન જોઇ શકયા; અને તેના તરફ આકર્ષાતી વૃત્તિને કાલ્પનિક પ્રેમથી સંતોષી તેમણે ભક્તિ સંપ્રદાય ઉભો કર્યો.

નરસિંહ મહેતાનું એક પદ મનાય છે તેમાં તે સમયમાં થતી સ્ત્રીની કીંમત આંકી છે–તેનાં આંસુના માપથી અને પુરુષના સ્વાર્થના દૃષ્ટિકોણથીઃ

"જનુની રોશે જન્મભર ને બેની બરે માસજી;
ત્રિયા રોશે તેર દિન પછુ કો ન આવે સાથજી."

શામળભટે રુપાવતીની વાર્તામાં સ્ત્રી તરફનું દૃષ્ટિબિંદુ સચોટ રીતે દર્શાવ્યું છે.

પ્રમદાએ બહુ નર પરભવ્યા, મમતે કઇને મારીયા.
અનમી શુરા અહંકારી પણ, હોડ હઠીલા હારીયા.

એક દ્રોપદી નાર, અતિ દળ તો અટવાવ્યું;
એક દ્રોપદી નાર, કિચક સો વંશ વટાવ્યું;
એક દ્રોપદી નાર કુલનું કુળ કંપાવ્યું;
કાઢયો કૌરવ વંશ, વળતું શિર છત્ર અપાવ્યું;

અઢાર અક્ષૌહણી ભક્ષ કરી, કસર નહી રાખી કશી;
શામળભટ કહે ગુણિ પુરુષ રખે હેત આણો હસી.

આખી જીંદગીભર કષ્ટ સહી સેવા કરનારી સહચરી મરતાં જેને 'ભલું થયું ભાંગી જંજાલ' લાગ્યું તે પ્રેમથી પ્રગટતી મસ્તી અનુ-

ભવવા પોતે 'નર થયો નારી રૂપ' અને 'ગોવિંદ ગમન' કલ્પી, ગાઇને સુખ ભોગવવા લાગ્યો. મીરાં કાંતો વિધવા હતી કે કાંતો તેણે કુંભાને તજ્યો હતો. અને સંસારમાં મૃત્યુની હીમાયતી બની, કુંજ-વિહારી સાથે કાલ્પનિક વિહારોમાં અનેક કુંજો ગજવી તેણે પ્રેમની પરાકાષ્ઠા અનુભવી. અને લહેરી દયારામને આત્મલક્ષી રસિકતાને વ્યક્ત કરવા કૃષ્ણ ગોપીના પરલક્ષી સવાદનો આશ્રય લેવો પડ્યો છે. પણ સ્ત્રીઓ પાસે અનન્ય ભક્તિ, પતિપરાયણતા, 'મનસા, વાચા, કર્મણા'ની શુદ્ધિને મારી ઠોકીને જે માગી લેતા તે સ્ત્રી તરફના પોતાના સબધમાં જરાએ ભાવનાની છાંટ જોઇ શક્યા નહી. શામળ કહે છેઃ—

> વળી નારી વશ જે નાવ છે,
> નીચ પથે તે તો ચઢે;
>
> શામળ કહે નર નાર વશ,
> સુજ સારી નવ પડે.
>
> કામીનીને વશ કંથ, વચન પળે નહી તેનું,
> કામીનીને વશ કંથ, નુર વધે નહી એનું;
> કામીનીને વશ કથ, દશરથે કેરજ કીધો,
> કામનીને વશ કથ, સુતને વનવાસ દીધોઃ
>
> વળી કામનીને વશ કથડો,
> વચન તેનું નહી પળે,
>
> શામળ કહે સાચું જાણજો,
> મહિમા તેનો નહી મળે.

પણ અર્વાચીન કાલ આવ્યો. પશ્ચિમની સસ્કૃતિના સઘટ્ટનથી ગુજરાતના આત્મામાં પરિવર્તન થયું. મૃત્યુની હીમાયત જતી રહી; લોકના અતરના ઉંડાણમાં રહેલો જીવનનો ઉલ્લાસ જાગ્યો. જીવન નરનારીઓને નિમંત્રી રહ્યું. અને માનવની શક્તિઓ અને વૃત્તિઓને

આજ દેહે સંતોષવાની ઇચ્છા પ્રગટી. 'સંસારી રસ'માં ભાવનાત્મક અપૂર્વતા જોવાનો પ્રયોગ શરૂ થયો. 'આ તન રંગ પતંગ સરીખા'ને ભલે 'જાતાં વાર ન લાગેજી,' છતાં ભર લહેરે ઉડવા દેવામાં આનંદ લાગ્યો. વૈકુંઠમાં વાસ કરી રહેલી ભાવનાત્મક અપૂર્વતાને સાહિત્યકો વાસ્તવિક દુનીઆ પર ઉતરી આવવાનું નિમંત્રણ આપવા લાગ્યાઃ

" રસધર ! ઉતર આકાશથી !
રમીએ અહી ઉલ્લાસથી
જગ અણદીઠા
અદ્‌ભુત મીઠા
કે ખેલ રાસ વિલાસથી !–
મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે !
રે આવ ! કુદીએ નાચીએ ! કે વિવિધ ભાવ જગાવીએ !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસરસે નવડાવીએ !"

અવનભવની લક્ષચોર્યાશીની ચિંતાના 'શકટને શ્વાન થઇ તાણવા'ની ઇચ્છા મંદ પડી ગઇ. 'ભિન્ન સંસારની ભ્રાંતિ' ભાગી. મોક્ષ કે ભક્તિને–કાલ્પનિક મહત્તા કે કલ્પનાવિલાસને–ભાવનાત્મક અપૂર્વતા અર્પી 'આશનું ભવન આકાશ સુધી રચ્યું હતું' તેની મૂલ ભીંત કાચી લાગી. જમડા પકડી જાય, કે કાઢો કાઢો સુખે લોકો ભાખે, કે ત્રિયા તેર દહાડા રડે તોએ જીવતા સુધી જીવન જીવવાની 'લંપટી લાલચે' બધાને ઘેરી લેવા માંડ્યા; અને તે રા. નાનાલાલની માફક કહેવા લાગ્યા :

'જે સંસાર કડવો કહે તેની જીભ કડવી.'

(૧) રા. ખબરદાર : મેઘને.

અને આ દૃષ્ટિબિંદુએ અર્વાચીન સાહિત્યનો પ્રધાન સૂર કાઢ્યો : જીવનનો ઉલ્લાસ. સાહિત્ય, જીવનની પ્રફુલ્લતાનું સર્વ રંગી કથન થઇ રહ્યું. 'સંસારી રસ'માં જ ભાવનાત્મક અપૂર્વતા સીંચવામાં ને જોવામાં સરસતા સમાઇ.

અર્વાચીન સાહિત્ય મૃત્યુ જોઇ ગભરાતું નથી, પણ તેને જીવનનો એક લહાવો બનાવી મુકે છે. અર્વાચીન મન્વતરનો મનુ નર્મદ મૃત્યુમાં પણ જીવનનો પયગંબર બને છે.

નવ કરશો કોઇ શોક;–રસિકડાં, નવ કરશો કોઇ શોક

* * *

મુએ હું, તમે પણ વળી મરશો, મુક્ત થશો જગ તમથી
હરિ કૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી.

* * *

મરણ પ્રેમીને ખચીત મોહ્યું છે, દુ:ખ વધે રૂદનથી.
જગત નીમ છે જનન મરણનો, દૃઢ રહેજો હીમતથી

ધીરા ભગતના 'કાચના કુપ્પા'મા મુસાફરી કરતાં અર્વાચીન કાંપતો નથી, પણ નિડરતાથી ગાય છે "મૃત્યુ મરી ગયુ રે લોલ."

અર્વાચીન સાહિત્યમાં રહેલા જીવનના ઉલ્લાસને 'જમ કિંકર' કે 'ભવચોરાશી'નો હીસાબ નથી. રા. નરસિંહરાવ ફરીથી કહે છે :

'મૃત્યુ તણી શ્યામલ છાપ ઢાંકે,
અનંતતામાં ક્ષણ ભંગ દાખે;
તથાપિ એ છાપની પેલી પારે,
દેદિપ્યમાન ચિરજીવન સિંધુ મહાલે

અનંત આ જીવન સિંધુ મધ્ય.
મૃત્યુ બને બુદ્‌બુદ્‌, તેહ સદ્ય.

જાએ ફુટી જો ! કંઇ વાર વારે,
ને સિંધુ તો વહી રહે અવિરામ ધારે.

કલાપી જેવો રા. લલિતજીનો 'અશ્રુકવિ' પણ મૃત્યુથી ડરતો નથી પણ તેને લડાવે છેઃ—

મુજ હૃદયનાં નીલાં પર્ણો જતાં સઘળાં ખરી,
મરણ ઝરણું ખેંચી જાશે રડીશ હું ત્યાં સુધી.

રા. નાનાલાલની વીરાંગના તો જીવનના ઉલ્લાસમાં વીરના તો મૃત્યુનો મહોત્સવ રચે છેઃ—

"ત્રીજી વાટ શોણિતની સરિતને.
હો ! શૂરના સ્નાનનો ઘાટ;
જય કલગીએ વળજો પ્રીતમ,
ભીંજશું ફાગે ચીર;
નહી તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર.

પણ આ ઉલ્લાસનો પાર નથી. તે મૃત્યુની વિજેત્રી થઇ બેસે છેઃ

સખિ ! મારી ક્રાંતિમાં જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ ! મારાં કંકણોમાં પ્રલય ગીત ગાજે છે જો.

જ્યારે આશા ને નિરાશા જીંદગીના ચાર સીમાડામાં સમાઇ રહે છે ત્યારે જીવનના લહાવા લેવાની તત્પરતા વધે છે; અને એ તત્પરતા માનવતા સિદ્ધ કરવાની વૃત્તિને પ્રબલ કરે છે; કૃત્રિમ બંધનો તોડી નાખે છે; સીમાઓની પરવા કરતી નથી. તે તો તોફાને ચઢેલા સાગરની માફક આકાશથી પાતાળ સુધી પોતાનો પ્રભાવ વીસ્તારે છે.

આ વૃત્તિથી સિદ્ધ થએલી માનવતા અમર્યાદિત, તોફાની કે ઉછૃંખલ પણ બને; તે નિડર ને ભયંકર બની શકે. બેપરવા ને

વહાલસોઇ થઇ શકે. તેને આત્મસિદ્ધિ ને આત્મકથનમાં જ સંતોષ હોય છે. તેને શક્તિ ને સ્વાસ્થ્યમાં જ મોજ આવે છે. તેને માત્ર દુર્ગુણનો અભાવ મોળો પડે છે; ગુણોના પ્રબલ આવિર્ભાવમાં તેને સાફલ્ય દેખાય છે. ક્ષેત્રે ક્ષેત્રે તે સાહસ ખેડે છે; નવાં દૃષ્ટિબિંદુઓ શોધે છે કે ઉપજાવે છે; નવા પ્રસંગો રચે છે ને મહાલે છે.

નર્મદે માનવતાની આ બે વૃત્તિને 'પ્રેમ શૌર્ય'ના જીવનમંત્રમાં જડી દીધી. જીવનનો આ પયગંબર 'જીવ્યાની, જોવાની હોંસ' વિનાનાને 'મુવેલો જીવતો જગમા' માને છે; ને 'થઇ ગર્દ જગમા મર્દ હક્કનીજ' માગવાના સાહસથી પ્રેરાય છે. 'આભ પડો કે પૃથ્વી ફાટો' પણ 'ફત્તેહ કરીને આગળ વધશું' એ એની દૃઢ પ્રતિજ્ઞા છે. 'માન ભંગથી મરવું સારુ' એ એનો ટેક છે. 'હીમતની મદિરા'માં એ ચકચૂર છે. અને એની કૃતિઓ વાંચતાં એ મદિરાનો નીશો આપણને પણ ચઢે છે; અને લાગે છે કે માનવતાનો દૃષ્ટિકોણ બદલાયો છે અને પરાક્રમી જીવન જીવવામા—અને તેમાં જ ભાવનાત્મક અપૂર્વતા જોવામા નવો યુગ આનંદ લે છે.

હરિ હર્ષદ 'રમું રંગે,' ધુમું જંગે' ઉચ્ચારે છે; મલબારી 'દેશ દેશ સ્વાધીનતાનો' શંખ વગાડાવવા તત્પર છે; બાળાશંકર દુનીઆથી બેપરવા રહી 'નીજાનંદે હમેશાં મસ્તીમાં મઝાહ' લે છે; મણિલાલ 'મહાશક્તિ સંગે ધવલગિરિની પાર' ઉડવા પ્રયત્ન કરે છે.

ગોવર્ધનરામના શિષ્ટાચારી, ચિંતનશીલ, ભાવનાશીલ છતાં અસ્થિર સરસ્વતીચંદ્રની માનવતા પરિસ્થિતિમાંથી પિંજરામાંથી નીકળી આત્મ-સિદ્ધિની કપરી શોધ કરતાં 'ઉંડો જ્વાલામુખી જેવો' સ્વચ્છંદાચારી સંન્યાસ સ્વીકારે છે.

રા. નરસિંહરાવની આકાંક્ષા 'જીવન વન વેગે વટાવી' દિવ્ય મંદિરના દ્વાર ખોળવા તત્પર થાય છે. રા. નાનાલાલ ત્રિકાલ ને ત્રિભુવનની પર થઇ રસબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ બતાવે છે.

કલાપી 'લાખો દીવાલો બાંધતા' પણ છૂટી નાસવાનો અધિકાર સિદ્ધ કરે છે. રા. પૃથુ શુક્લ ધૃષ્ટતાની મસ્તીમાં ગાંડપણને અપૂર્ણ બનાવે છેઃ "ગાંડાઓ રડે છે ને હસે છે. દુનિયાના ડાહ્યા લોક તે સમજી શકતા નથી, સમજી શકવાના નથી."

અને ગાંધીજી જીવે ને કહે છે માત્ર સ્વસ્થ ને પ્રભાવશીલ માનવતાનો આદર્શ. એ આદર્શમાં હિમાલયની અચળતા છે, સાગરની સ્વસ્થતા છે અને ઘણી વખત પુષ્પની સુકુમારતા પણ જણાય છે. કેટલાક એના વચનોમાં મધ્યકાલીન આદર્શ જુએ છે, પણ મને તે દેખાતો નથી. એની કૃતિમાં પરભવની પરવા નથી; એમાં મૃત્યુનો ભય નથી; એમાં સંસારમાંથી ભાવનાત્મક અપૂર્વતા લઇ લેવાનો ઉદ્દેશ નથી. એણે બાંધેલી માનવતા તો આજ સંસારમાં, આજ દેહે, સત્યાગ્રહ ને સ્વાસ્થ્યની ભાવના સિદ્ધ કરવા મથે છે. મે જીવનમાં પ્રધાન એવી બે વૃત્તિઓનો ઉપર ઉલ્લેખ કર્યો છે. એક આત્માને સિદ્ધ કરવાની; બીજી સ્ત્રીઓ તરફ આકર્ષવાની. પહેલી વૃત્તિને પોતાના અંતરે રચેલે જ નિયમે સ્વસ્થ ને સશક્ત બનાવવામાં વિકસાવવામાં ગાંધીજી જીવન માને છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રધાન સ્વર એ બેમાંથી માત્ર એક જ વૃત્તિએ કાઢવાના એના પ્રયાસે સાહિત્ય પર ચિરજીવ અસર કરી છે.

પણ આ માનવતા માત્ર પરાક્રમ, સાહસ કે ધૃષ્ટતામાં સમાઇ નથી. એનો વિસ્તાર નિઃસીમ છે. મણિલાલ ને ત્રિભુવન પ્રેમશંકર રસથી અશ્રુ સારે છે. કલાપી રુદન અને નિરાશાને અપૂર્વ રસથી

છલકાતાં કરે છે. રા. નરસિંહરાવની નિરાશા તત્ત્વચિંતનનાં ગૌરવની ટોચ સુધી ઉછળે છે.

વળી નર્મદ ને રા. નરસિંહરાવ, રા. નાનાલાલ ને રા. ખબરદાર, કલાપી ને કાંત, રા. બલવન્તરાય ને બોટાદકર, બહેન સુમતિ ને બહેન જ્યોત્સ્ના અને એવાં બીજા અનેકે, કબીરવડથી ધુવડ અને ગુલાબસુધી, ને ચંદ્ર ને ધૂમકેતુથી સિંધુ સુધી, આખી સૃષ્ટિમાં અપૂર્વતા નીરખવાનો પ્રયત્ન કર્યો છે. કલાપી ને બહેન લીલાવતી કાશ્મીરના કુંજોથી ભીલનના કબ્રસ્તાન સુધી સ્થલસૌંદર્ય જોઈ શકે છે.

તેજ પ્રમાણે મનુષ્યના હૃદયના તરંગો અને સ્વભાવની ખુબીઓને સરસ રીતે વ્યક્ત કરવાના ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. નર્મદ, ગોવર્ધનરામ, રા. નરસિંહરાવ, રા. નાનાલાલ ને રા. ધૂમકેતુના આવા પ્રયત્નોનો વિસ્તાર વિશાલ છે. આ ઉપરાંત જે વક્તવ્યના ક્ષેત્રો પ્રણાલિકાએ નિષિદ્ધ ગણેલા તે પણ ઘણાએ ખેડયા છે. રા. રમણભાઇ પુરાણા બ્રાહ્મણમાંથી વિનોદરસ ઉપજાવે છે. રા. મસ્તફકીર, રા. ધનસુખલાલ ને રા. જાગીરદાર ફેંટબાંથી પાટલુનના પટા સુધીના વિષયો વડે હસી ને હસાવી શકે છે. ગોવર્ધનરામથી રા. પૃથુ શુકલ સુધી કેટલાક બિભત્સ રસનાં બારણાં ઠોકી પાછા આવી શકે છે. રા. બટુ ઉમરવાડીઆ અદ્ભુત ને ભયાનક રસ જમાવવાને તત્પર છે.

આ બધુ શું બતાવે છે? એટલુંજ કે માનવતાની દરેકે દરેક વૃત્તિ સતેજ થઇ રહી છે; તેનાં દરેકે દરેક અંગો થનગન થનગન થઇ રહ્યાં છે. વિશાલ ને વિવિધરંગી જીવન જીવવાના સતત પ્રયાસો ચાલી રહ્યા છે. અને નાના મોટા સાહિત્યકો આ પ્રયાસોને વ્યક્ત કરવા તરવરી રહ્યા છે. જીવનનાં રહસ્યો ઉકેલતાં, તેમના આદર્શોને બંધન નથી, તેમની શૈલીને શૃંખલા નથી, તેમની દૃષ્ટિને સીમા નથી, તેમના

વિહારને સંકોચ નથી. જીવનના આ પયગમ્બરો જીવનના સંદેશ સાંભળે છે, ને સુણાવે છે. અને આ પ્રમાણે ભાવનાસિંચનથી ગુજરાતી સાહિત્યમાં દેખાતી માનવતા 'સંસારી રસ'માં મચી રહીને, 'કર્મમાં કુશળ' થઇને, આત્મસિદ્ધિનું તપ આચરતાં, ખરા યોગની-પ્રફુલ્લ ને પ્રભાવશીલ જીવનની ભાવનાબદ્ધ એકતાનતાની-ભૂમિકાએ પહોંચવાના સતત પ્રયાસો કરી રહી છે.

જેમ આત્મસિદ્ધિ મેળવવાની વૃત્તિનો વિકાસ સાહિત્યમાં દેખાય છે તેમ વિજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિમાં પણ અદ્દભુત વિકાસ થએલો નજરે પડે છે.

આ આકર્ષણ શારીરિક દૃષ્ટિએ કદીએ ઓછું થયું છે એ તો કંઠુ મુનિથી રા. કિશોરલાલ મશરુવાળા સુધી ભાગ્યે જ કોઇ કહેવાની હીંમત કરશે. મધ્યકાલમાં સ્ત્રીપુરુષના આકર્ષણમાંથી ભાવનાત્મક અપૂર્વતા નીતારી લઇ, તેને કલ્પનાના વૈકુંઠમાં કે વૃંદાવનમાં રાખી આવવામાં આવી હતી. આથી આ વૃત્તિનો સતોષ ક્ષુદ્રતાના તિરસ્કરણીય પ્રદેશમાંજ પડી રહ્યો; ને એ વૃત્તિએ રચેલી ભાવનાએ કૃષ્ણ ગોપીની કાલ્પનિક લીલામાં રસ લયા કર્યો. સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી રહી; કાલ્પનિક ગોપી દેવને દુર્લભ મનાઇ.

પણ જીવનના રસીઆ અર્વાચીનોએ સ્ત્રીમાં ભાવનાત્મક અપૂર્વતા જોવા વૃંદાવન જવા ના પાડી. તેમણે ઘરમાંજ ગોકુળ જોવાનો પ્રયત્ન કર્યો. સ્ત્રીઓમાં અપૂર્વતા જોતાં તેમણે તેમને દેવીઓનું સ્થાન આપ્યું. અને ક્ષુદ્ર મનાતા આકર્ષણને ભાવનાના રંગથી રગી, રસસ્તાના સર્વોત્કૃષ્ટ શિખર પર બેસાડ્યું.

મધ્યકાલીન ને અર્વાચીનમાં આ મોટો ફેર નોંધવા જેવો છે સ્ત્રીનું આકર્ષણ એ જીવનની મહાશક્તિ. આ જગજ્જનની સમી શક્તિને સંસારમાં ક્ષુદ્ર, સ્થૂલભાવે જુએ એ મધ્યકાલીન; તેને નિર્મલ ભાવના-

રૂપે જુએ એ અર્વાચીન. એને ત્યાજ્ય ને તિરસ્કરણીય માને એ જીવનનો દ્વેષી–મૃત્યુનો પયગમ્બર. જે તેને પૂજ્ય ને આદરણીય માને તે મૃત્યુનો દ્વેષી ને જીવનનો પયગંબર. સ્ત્રી જીવનની નિર્માતા છે. એનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રગટે કે જીવનની દોર જરૂર તેના હાથમાં જવાની. પ્રકૃતિના અવતાર સરખી એ પોતે–પુરુષકૃત નિયમોને ઉલ્લંઘી, આકર્ષણની મહાનશક્તિનો સ્વેચ્છાએ ઉપયોગ કરવાની. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ છે કે નહીં એ કહી શકતો નથી; પણ પુરુષના પગની પાનીને પૃથ્વી પર તો તે જરૂર પકડી રાખવાની, અને પરિણામે, જીવનની કીમત નવે આકે અંકાવાની; મધ્યકાલમાં પ્રસરેલો મૃત્યુનો મોહ ફરીથી પ્રગટવાનો નહિ અને જીવન જીવવાની હોંશની હદ રહેવાની નહી.

એક સાહિત્યક સ્ત્રી હક્કની હીમાયત કરતાં કહે છે કે જ્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયો ત્યારથી અર્વાચીન કાલ દુનીઆમાં શરુ થયો. એ વાત વીશે ગમે તે અભિપ્રાય હોય પણ એટલુ તો કહી જ શકાય કે જ્યારથી સાહિત્યનો નવો કાલ શરુ થયો ત્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર ગુજરાતી સાહિત્યમાં થયો. નર્મદે આ બાબતમાં પણ પહેલ કરી.

મણીલાલ લખે છેઃ

આવુ ચારિત્રનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરૂષોમાં જ જણાયું છે કે જણાઇ શકે એમ માનવાનુ કારણ નથી. એટલું જ આ વીશે સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વે પુરુષો સ્ત્રીઓના જ પુત્ર છે; ને તેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનું જ રૂપાંતર છે. સ્ત્રીઓનાં ગીત કોઇ ગાતુ નથી, તેમના નામે કીર્તિસ્થંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ અમિત, અપાર છે ને સર્વદા ગુપ્ત છતા માણસના જીવિતમા નિકટ જોડાએલી છે. પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાએ સ્ત્રીઓની

મૂર્તિઓ નથી એમ નહીં. અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્પણરૂપ સેવન કરી પ્રાણાન્તે પણ તેને તજ્યો નથી. એ મહા શૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણ્યુ જ છે. અરે ! એજ કોમલ, મૃદુ હૃદયવાળી રજપુતાણીઓએ પ્રસંગે કવચ આયુધ પણ ધારણ કરી શત્રુઓને ધ્રુજાવી નાખ્યા છે. પ્રેમબલ ! અહો, શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરુદ્ધ વસ્તુનો પણ એકમાં જ યોગ કરે છે. પણ જેણે કેવળ સ્વાર્પણનો જ મહામંત્ર જપવા માંડ્યો છે તેનામાં કૈં અસંભવિત નથી ને સ્ત્રીઓ તો તેમાં પ્રથમ અધિકાર ધરાવે છે, परार्थे स्वसमर्पणम् એજ ખરા શૌર્ય અને ખરા ચારિત્રનું લક્ષણ છે.

ગોવર્ધનરામે અર્વાચીનતાનું આ અંગ ઘણું જ વિકસાવ્યું. તેની કૃતિમાં જુદી જુદી વૃત્તિ અને આદર્શવાળી સ્ત્રીઓ પુરુષ પાત્રોનાં તેજને ઝાંખુ કરતી ફરે છે. સૌભાગ્યદેવી, ગુણસુંદરી, કુમુદ, અલકકિશોરી ને કુસુમના વ્યક્તિત્વની છાપ કયા ગુજરાતીના જીવન પર નથી પડી ? પણ આના કરતાંય જ્યારે પ્રમાદધનને પરણ્યા પછી પણ કુમુદ હૃદયનાથ તરફની લાગણીઓ સેવે, સાચવે ને દર્શાવે છે; જ્યારે બુદ્ધિધનના ઘરમાં પણ ઉચ્ચારે છેઃ

નહીં ઉડાએ પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઇ,
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકર રહીશું રોઇ;

જ્યારે વસંત ગુફામાંથી વિરાગી કુમુદ સંન્યાસી સરસ્વતીચંદ્રને કહે છે:

કાયા પ્રાણનો યોગ ન માગે
પ્રાણ પ્રાણપણાથી ન રાચે
પ્રાણનાથને ચરણ પડ્યાં એ
પ્રાણનાથ તારે કે ડુબાડે
પ્રાણનાથ ડુબાડો કે તારો

રસનષ્ટ કરો કે વધારો
ક્ષમા આપો કે ક્રોધથી શાપો
હાથ ઝાલો કે લાતથી મારો
વિધાતાએ તો લેખ લખ્યો છે:
પ્રાણનાથ શું પ્રાણ જવ્યા છે!—

ત્યારે સ્ત્રી હૃદયનો, પોતે વરેલા પ્રાણેશની ભક્તિ કર્યા કરવાના અણમુલા અધિકારનો સ્વીકાર લેખક કરે છે અને ગોવર્ધનરામ અર્વાચીનતાના એક પયગમ્બરની પદવી લે છે.

ગોવર્ધનયુગ પછી પણ આ સ્વતન્ત્ર વ્યક્તિત્વનો સ્વીકાર વધ્યોજ ચાલ્યો આવે છે; અને જેમ જીવન જીવવાનું જોમ વધે છે, તેમ આ સ્વીકાર વધતો જાય છે. મનુષ્ય સ્વભાવના નિયમોથી પર જવાની જેની કલાને મહત્ત્વાકાંક્ષા છે એવા રા. નાનાલાલ, 'જયા ને જયન્ત'માં, જીવન જીવવાના એક લહાવા તરીકે મૃત્યુની માગણી કરે છે અને સ્ત્રીઓના સ્વતન્ત્ર વ્યક્તિત્વના સ્વીકારને અંગે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનુ વચન પુરુષ પાસે લેવાનો હક્ક તેમને આપે છે. જીવનની નિર્માતા જીવનનો વિધ્વંસ માગે, એ અશક્ય અને ભયંકર છતાં મોહક માગણી પલવાર મુગ્ધ કરે એવા શબ્દોમાં કવિ જયા પાસે ઉચ્ચરાવે છે:

વામાચાર્ય લોભાયો આ દેહકલામાં
એવાં નથી, જયન્ત!
મોહ આંજેલાં બ્રહ્મરાક્ષસી લોચનીઆં
મારાં કે તારાં હવે.
હિમગંગામાથી ઉગારી મને
તે માયાની ગંગામાં ડુબાડવા?
આજ સુધી અંગને અડક્યો નથી તું,
હવે એ અંગને અભડાવીશ?

એટલુંજ નહીં પણ જીવનની ભાગ્યવિધાતા સ્ત્રી છે એ ભાવના વધતી જાય છે. મધ્યકાલનાં ને આ કાલનાં દૃષ્ટિબિંદુમાં શો મોટો ફેર પડયો છે તે આગળ આપેલા શામળભટના દ્રૌપદીના ચિત્ર સાથે બહેન લીલાવતીનું તેનું તેજસ્વી ચિત્ર સરખાવતાં સ્પષ્ટ થાય છે:

આ અદ્‌ભુત સ્ત્રીનો જન્મ અને મૃત્યુ બંને એના વ્યક્તિત્વની માફક સૌથી જુદી રીતેજ થયાં. એનામાં શૌર્ય હતુ ને શક્તિની વાંછના હતી. એનામાં બલ હતું ને બલવાનને આકર્ષવાની શકિત હતી. એનામાં ગર્વ હતો અને ગર્વને સંતોષવાની તાકાત હતી. એનામાં બુદ્ધિ હતી અને તેનો ઉપયોગ કરવાની આવડત હતી. એનામાં સૌંદર્ય હતું ને તેને શણગારવાની એનામાં કલા હતી.

એને સમય ઓળખતાં ને રાહ જોતાં આવડતું; એને ધીરજ૦ રાખતાં ને બદલો વાળતા આવડતું. એને સ્વાશ્રયી થતાં ને પ્રસગ ઓળખતાં આવડતું. એને સેવા સ્વીકારતા ને સંભારી રાખતાં આવડતું.

બલ એ એનો મહામંત્ર હતો. તેજસ્વિતા એના સ્વભાવમાં હતી. શકિત એના હૃદયમાં હતી. મદ એની દૃષ્ટિમાં હતો.

મહાન પદને માટે એ સરજાઇ હતી. મહાજનોની એ મિત્ર હતી. એના સંબધથી મહત્તા પમાતી, એના સંગથી મહત્તા કેળવાતી.

જુના આર્યાવર્તની સ્ત્રી સૃષ્ટિની જ્યોતિર્માલામાં સવિતા સરખી જ્વલંત અને તેજસ્વી એ સદાએ પ્રકાશશે.

આ ઉપરાંત વિજાતિ તરફના આકર્ષણનું સ્વરૂપ સાહિત્યમાં દેખાતું હતું તેમાં જે પરિવર્તન થયું છે તેનો ખરો ખ્યાલ તો અર્વાચીન સાહિત્યમાં સ્ત્રી પુરુષના સબંધમાં જે ભાવના આવી છે તે બતાવે છે. મધ્યકાલમાં એ માત્ર સ્થૂલ સંબધ હતો. ધાર્મિક દૃષ્ટિએ એનો ઉપયોગ માત્ર પિતૃઓનું ઋણ ફેડવાનો હતો. એમાં સંસ્કારી પુરૂષોને

અવિશ્વાસ અને ક્ષુદ્રતા જણાયા જ કરતી. તે સંબંધ આજે, ઇરાની કવિઓના ઇસ્કરુપે રહ્યો નથી; જયદેવાદિ સંસ્કૃત કવિઓના 'લીલા લલામ' રુપે રહ્યો નથી; પુરુષના વિલાસી સ્વભાવ ઉત્તેજવાના ને સતોષવાના સમારભ તરીકે રહ્યો નથી. સગવડ, વ્રત, વિષય-વાસના ને વિલાસના પૂર્વાશ્રમો ત્યજી એણે, 'ભાવનાના સતત સિંચનથી, વિશુદ્ધ ને તેજસ્વી સ્વરૂપ સ્વીકાર્યું છે. એમાં બંને પક્ષની સમાનતા છે; એમાં બનેના ગૌરવ માટે માન છે; એમાં બનેના સંપૂર્ણ આત્મસમર્પણની જરુર છે.

પ્રજાની ઉત્પત્તિ કરતાં વ્યક્તિના વિકાસનુ એ મુખ્ય સાધન બને છે. આ પ્રકારનો 'સ્નેહ છે સત્કર્મની પ્રેરણા.' એ વ્યક્તિઓને પ્રેરે છે, ઘડે છે; તેમની જીદગી ભાવનામય બનાવે છે; તેમનામાં જીવનનો ઉલ્લાસ પ્રેરે છે; અને અવિભાજ્ય એકતાની શોધમાં તેમને અણજાણ સ્વર્ગોમાં વિહરાવે છે. વૈકુઠવાસી પ્રેમભક્તિને સંસારમાં પ્રસારી, ઘેરેઘેરે વૈકુંઠ વસાવવાનો એણે અદ્‌ભુત પ્રયોગ આરંભ્યો છે.

સ્ત્રી હવે જજાલ કે ત્રિયા નથી; તેમ સનમ કે સુંદરી કે રમણી કે રંભોરુ નથી. તે 'રસધર્મ વરનારી' છે,[૧] દેવી છે; 'પ્રેમાગ્નિ-હોત્ર પથમાં સહધર્મચારિણિ' છે;[૨] 'રસમય કરતી મધુમક્ષિકા' છે[૩] 'પ્રાણેશ્વરી ! વ્રતિની જીવન સાથ કેરી' છે,[૪] વળી 'જીવન સખી' 'જીવન ભાગ સખી'[૫] 'પ્રિય સખી'ને[૬] અર્ધાત્મા છે.

કલાપીની ભાવના તો જીવનને પેલે પાર જાય છે :

"તું જતાં હુ નહી રહું, જીવિતનો લોભી નથી હું પ્રિયે !
તું સ્વર્ગે કર વાસ કે સમજ જે આ દાસ ઉભો તહી."

---

(૧) ગોવર્ધનરામ. (૨) રા. નરસિંહરાવ. (૩) રા. રમણભાઇ. (૪) રા. નાનાલાલ (૫) રા. ખબરદાર. (૬) કાંત.

તેજ પ્રમાણે સ્ત્રીઓનું નવું દૃષ્ટિબિંદુ રા. નાનાલાલે સરસ રીતે મુકયું છે :

આહ જલે ધુપ જેવી, જપું મુખ આરત,
ગંધ અનંગ ભર્યો,
એ મુજ મંદિર દેવ દીપાવવા
આજ સ્વયંવર મેં આદર્યો.

સ્નેહનું કુંકુમ ભાલે લગાવી,
અંજન આંજી અમીરસનું,
સૌંદર્યના શણગાર સજી
જગ શોધુ છું સ્વામી સખીવર ! હું. ૭

જોઇ હસે મુજ આંખ, ઠરે મુજ આત્મન,
પ્રેમની ભરતી ચઢે,
દાખવ દેવિ ! ઓ ભાખ સખિ !
મુજ વલ્લભ એ કોણ ? કયાંહી જડે ?

નેત્ર સુધા વરસે વીરલી,
ઉરમાં ઉછળે રસઓઘ, અને
પુણ્યપરાર્થી ઉદાર બહાદુર—
એ વર બાઇ ! બતાવ મને.— ૮

જેમ જેમ સ્ત્રીઓ સાહિત્યમાં ઉચ્ચુ ને ઉચ્ચુ પદ પામતી ગઇ તેમ સ્ત્રી પુરુષનો પરસ્પર સંબંધ વિશુદ્ધ ભાવનારૂપે વ્યકત થતો ગયો. આ નવી 'લોક લોક વિહારિણી પરમ રસ ભાવના' આજે જીવનમાં જોમ પ્રેરે છે; ક્ષુદ્રતામાં અપૂર્વતાનાં તેજ પુરે છે; અને ઉછરતી પ્રજામાં જીવન જીવવાનો ઉલ્લાસ પ્રગટાવે છે. એમાં ઇશ્કની મસ્તી, વિલાસનાની મોહકતા, ભકિતની ધુન, તપની શકિત, કાવ્યનો રસ અને યોગના ઐકયનું સંમિશ્રણ થતું જાય છે.

નર્મદ કહે છે :

> ચંદા નર્મદ તે એક જગે રે, પાસે પરસ્પર જોય;
> રગે રૂપે બે સરીખડાં રે, ખુબ અનુપમ રસમાં સોય રે.
>
> ચંદા નર્મદ પછી બે નહી રે, એક જ બિંબ દેખાય;
> જે પીગળી ગગા બન્યું રે, જેમાં બીજા પ્રેમીજનો નહાય રે.

રા. નરસિંહરાવ સારસ પાસે આ ભાવના ઉચ્ચારાવે છેઃ—

> "જો આ લહરી સરિતાતણી
> તેમાં આપણુ બેની છાંય,
> મળી એકઠી શી મલકાય
>
> જીવ આપણા એમ જ મળ્યા,
> મરણુ લગી નવ ટળશે ટળ્યા

કલાપી એને જુદે સ્વરૂપે કહે છેઃ—

> અહો ! સાચી પ્રીતિ મધુર સ્વરના મેળ સરખી,
> ગ્રહોએ નિર્મેલા હૃદયયુગલોથી નીકળતી;
>
> અહીં જે કંપે તે સ્વર જરૂર ત્યાં કંપ કરતા,
> વહે રોવુ રોતાં, હસવુ હસતાં એક સરખાં.

કાંતે 'વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ, રસમહીજ પરસ્પર મગ્ન'ના પ્રણયનો ચીતાર જે આપ્યો છે એ આ ભાવનાનુ સરસ દષ્ટાંત છે.

રા. નાનાલાલનાં પુસ્તકે પુસ્તકમાં આ ભાવનાનાં અનેકરગી કથનો વેરાએલાં છે. ઇંદુકુમારના બીજા ભાગમાં કવિ આ સબધને સૂત્ર સ્વરૂપે આપે છેઃ

આત્મજ્યોતિઓનો રસયોગ એ લગ્ન.

આ ભાવના આપણા સાહિત્યમાં ઉગ્ર તપનું સ્વરૂપ પણ લેતી થઇ છે. આના દૃષ્ટાંત માટે વસિષ્ઠની [1]પ્રતિજ્ઞામાંથી અવતરણ આપવા મન લલચાય છે.

સહસ્રાક્ષ! તેં મારા અંતરમાં વસીને કહ્યું કે હું ને અરુંધતી એક છીએ. દેવ? હું એના વિના જીવતો નથી–એના વિના તપ સાધી શકતો નથી. એના વિના તારાં ગુણગાન કરી શકતો નથી. પિતા તેં એક આત્માના બે અંગોને કાલ સરિતામાં તરતાં મૂક્યાં. તારા વ્રતના પાલનાથે તેં એ અંગોને સાથે આણ્યાં. હવે અમારા એક આત્માનું દર્શન કરાવ. ધીપતિ! એ દર્શન વિના હું દુઃખી છું.

પિતા વરણ! હું, મારી શક્તિ, મારું તપ એ મારાં નથી; એ બધાં એ આત્માનાં છે. તે તે આત્મા બે શરીરમાં રહે છે. તે જ્યોતિ બેને જીવાડે છે. તે જ્વાલ બેનાં તપોબલ જ્વલંત રાખે છે. વ્રતસ્થાપક સમ્રાટ્! હવે આવજે તેજ આત્માને ઉદ્ધારવા. હવે પ્રેરજે તેજ આત્માનો ઉત્સાહ. ને હવે સ્વીકારજે એજ આત્માની અંજલિ. વસિષ્ઠ અને અરુંધતી જુદાં નથી, એક છે.

આદિત્ય! પિતા! હું વસિષ્ઠ – તારો પુત્ર – પુલસ્ત્ય ને મેધાતિથિનો શિષ્ય – હું તપોનિધિ, મારા તપના બળથી સંકલ્પ કરું છું કે તેં સરજેલા એ આત્માને હું એક ને અભેદ્ય રાખીશ

જેમ આત્મસિદ્ધિ ભાવનાભર્યા તપથી કર્મયોગ બને છે તેમ આ ઐક્યસિદ્ધિ પણ નિડર ને નિશ્ચલ ભાવનાથી પ્રેરાઇ, પ્રેમયોગનું તપ બની રહે છે.

ગાંધીજી જેવા ઐક્યસિદ્ધિની પાંખ કાપી નાખી ઉલ્લાસને એક જ પાંખે ઉડવા દેવાની ઇચ્છા અવારનવાર દર્શાવે છે. અડધી જીંદગી લહેરમાં ગાળી સાધુ બનેલા ટૉલ્સ્ટોયના સિદ્ધાંતોના પૂજકને આ દૃષ્ટિબિંદુ સ્વાભાવિક લાગે; અને લોહી રેડાયા વિના રાષ્ટ્રીય બળવો કરવાની ઇચ્છા

---

૧ મુનશી : અવિભક્ત આત્મા

જેને હતી તેને આ ઠીમીઓ, સહેલ પણ લાગે. પણ 'એક પંખાળું તે અપંગ.' ઐક્યસિદ્ધિ વિના આત્મસિદ્ધિ, પામર પ્રાણીઓને માટે સરજાઇ જણાતી નથી. પ્રણયની પ્રેરણા અને માનવતાનો પ્રભાવ બે સાથે જ વીકસી શકે છે એ ગુજરાતી સાહિત્યની પ્રગતિ ઉપરથી સ્પષ્ટ દેખાય છે એ તો આપણે જોયું. ટોલસ્ટોયે કે ગાંધીજીએ ગમે તેમ માને પણ પ્રેમ—ઐક્યસિદ્ધિ—એ માત્ર શારીરિક કે સામાજીક વૃત્તિ સંતોષવાનુ કે પિતૃઋણ ફેડવાનું સાધન નથી રહ્યું; પણ મધ્યકાલીન ભક્તિની માફક વિકાસ સાધવાનુ, પ્રભાવ પ્રાપ્ત કરવાનું, જીવનનો ઉલ્લાસ ભોગવવાનુ અને ભાવનાત્મક અપૂર્વતા સૃષ્ટિમાં જોવાનુ ને અનુભવવાનું એક પ્રબલ ગાડીવ બન્યું છે. મહાન્ જર્મન તત્ત્વવેત્તા શોપનહોર કહે છે :

જે દિવસો ને ઘડીઓમાં વિલાસવૃત્તિ પ્રબળ થાય છે-માત્ર શુષ્કને મદ ચેતનમાંથી પ્રગટતી એક મદ ઇચ્છારુપે નહીં; પણ પ્રજ્વાળની અધીરાઇરુપે એક તોફાની ઉત્કટારુપે—ત્યારે જ આત્માની પણ મોટામાં મોટી શક્તિઓ ઉપયોગમાં આવે છે. ત્યારે સૂક્ષ્મમાં સૂક્ષ્મ મનોદશા આત્માના જબરામાં જબરા મંથન માટે તૈયાર બને છે. જ્યારે આ વૃત્તિ સતોષ પામતી હોય ત્યારે આ બધાં ગૂઢ હોય છે; પણ જો તેની દિશા બદલવામાં આવે તો વ્યથા દેતી નિરાશાજનક વાસનાના અંધકારને બદલે ઉચ્ચામાં ઉંચી આધ્યાત્મિક શક્તિઓ આત્માને તેજપુંજ સરખો બનાવી મુકે છે.

આ કાલમાં, મધ્યકાલનો પ્રધાનસ્વર કોઇ ભુલા પડેલા પરલોકવાસીના જેવો સંભળાય છે. તે ઘણુંખરું શુષ્ક ને નિષ્ફલ વૈરાગ્યનું રૂપ લે છે. આવાને માટે આ જીવનમાં આશા નથી. ને મધ્યકાલીન સાહિત્યકોની માફક પરભવે વૈકુંઠ પામવાનુ પણ આશ્વાસન નથી. મારા મિત્ર રા. કિશોરલાલ મશરુવાળા કહે છે :

સાહિત્ય સંગીત, અને કલામાં કૈં મૌલિક વસ્તુ હોય, તો પણ તે ભોગની

વસ્તુઓ છે : નિવૃત્તિ કાળે જ્યારે જગતમાં કોઇ દુઃખી પ્રાણીની સેવા કરવાને અવકાશ નહીં રહ્યો હોય ત્યારે આપણે કદાચ એનો ઉપભોગ કરીશું. હું તો આજે જોઉં છું કે યુવાવસ્થાની ભરતીમાં પોષેલી અનેક સુખોની અને ભોગોની આશાઓને નિષ્ઠુરપણે છેદી નાખવામાં જ આપણો પુરુષાર્થ રહેલો છે એને પોષવામાં નહી.

રા. કિશોરલાલ આ ક્રૂર ને ઘાતક સૂત્રોને અહિંસાભક્તની નિર્દોષ સરલતાથી ઉચ્ચારે છે તે જોઇ કમકમાં આવ્યા વગર મને તો રહેતાં નથી. મૃત્યુના પયગંબર કરતાંય ભયાનક એવી શુષ્કતાના આ હીમાયતીના આ સિદ્ધાંતો પ્રમાણે, યાવચ્ચન્દ્રદીવાકરૌ, 'तृणं न स्वादन्नपि જીવમાન'ની નિરુત્સાહી સ્થિતિમાં જ રહેવામાં અપૂર્વતા સમાઇ છે. આજે સાહિત્ય, સંગીત ને કલાનો ઉપભોગ ન કરીએ તો 'દુઃખી પ્રાણીની સેવા કરવાને અવકાશ નહિ હોય' એવો સમય આવે ત્યાં સુધી આશાભર્યા વાટ જોઇ બેસી રહેવાની હીંમત પામરોમાં છે કે કેમ એ કહી શકાતું નથી. મારામાં તો નથી જ. એ નિર્બલતા કબુલ કરતાં મને શરમ લાગતી નથી. આપણે સદ્ભાગ્યે સાહિત્ય, સંગીત ને કલા વધે છે; તેનો ઉપભોગ વધારે ને વધારે થતો જાય છે. તે જીવન જીવવાનો સદેશ ઘેર ઘેર મોકલે છે. અને સંસારને પ્રફુલ્લ ને પ્રભાવશાળી બનાવે છે.

આ પ્રમાણે અર્વાચીન ગુજરાતી સાહિત્યનો પ્રધાન સૂર-જીવનનો ઉલ્લાસ—આત્મસિદ્ધિ ને ઐક્યસિદ્ધિની પાંખે ચઢી, ભાવનાના વ્યોમમાં અપૂર્વતા શોધતો વિહરે છે; અને શક્તિનાં, સુખનાં, સરસતાનાં ને પ્રેમનાં બીજો દશે દિશામાં વેરતો જાય છે.

એ ઉલ્લાસની પ્રગતિરેખા દોરતાં મેં—એક ન છુટકાના અપવાદ શીવાય મારા લેખોની નોંધ લીધી નથી. અર્વાચીન સાહિત્યસરિતામાં

એ લેખોનું સ્થાન ક્યાં, જીવનના ઉલ્લાસની દૃષ્ટિએ એ લેખોની સફલતા કેટલી, ભાવનાની દૃષ્ટિએ એ લેખોની ભૂમિકા કઈ-એ આત્મનિરીક્ષણ સમું કઠણ કામ ઉપાડવાની ઇચ્છા, હીમત કે પરવા મને નથી.

એટલુ તો હું માનું છું કે હીંદમાં ને ગુજરાતમાં, સાહિત્યમાં ને સસારમાં, જે નવું ચેતન આવ્યું છે તેના સ્પર્શના સદ્ભાગ્ય વિના ભાગ્યે જ કોઇ વીરલો રહ્યો હશે. આ ચેતનનો આત્મા જીવનનો ઉલ્લાસ છે. આ ઉલ્લાસ નવી દિશાઓ દેખાડે છે, નવી શક્તિઓ સરજાવે છે, નવો પ્રભાવ પ્રેરે છે, નવો આનદ ઉપજાવે છે. તેના પ્રાબલ્યથી જીવન જીવવાનો જુસ્સો પ્રગટે છે.

આ ઉલ્લાસ માત્ર આ દેહે અનુભવેલાં સ્વાતન્ત્ર્ય, શક્તિ, સ્વાસ્થ્ય ને સુખમાં આત્મસિદ્ધિ દેખે છે; આ દેહે પામેલા સહજીવન, સહચાર, પ્રણય ને તાદાત્મ્યમા ઐક્યસિદ્ધિ જુએ છે. આ આત્મસિદ્ધિ અને ઐક્યસિદ્ધિ સાધતાં મનુષ્ય વિજેતાને અશક્ય એવું ગૌરવ, રાજાઓથી દુ:સહ એવું તેજ, ભક્તને દુ:સાધ્ય એવી મસ્તી ને યોગીઓને દુષ્પાપ્ય એવો આનદ પ્રાપ્ત કરે છે; અને વિચરે છે પૃથ્વી પર, દેવથી દુર્ધર્ષ-નવી સૃષ્ટિ સર્જતો-નવા વિનાશો રચતો-નવા આનંદમા કલ્લોલતો-પૃથ્વીનો નાથ બનીને.

આ ઉલ્લાસને મર્યાદા માત્ર મોતની છે. મોતના પેલા પારની તેને પરવા નથી કારણ કે આ પાર જ સ્વર્ગ રચવામાં તેને શ્રદ્ધા છે અને જીવન જીવવામાં તેને પાપ જણાતું નથી.

એને નિયમન માત્ર ભાવનાનું જ છે. તે ઉલ્લાસને ક્ષુદ્ર થતો રોકે છે ને ઉલ્લાસની અરુચિ થવા દેતા નથી. ભાવના જ ઉલ્લાસને સૂક્ષ્મ

રાખે છે, અને ન મરે કે ન ફરે એવો આત્મા તેમાં સર્જવી, અપૂર્વ-તામાં રહેલા અપ્રુટ આનંદનો આસ્વાદ ચખાડે છે. વિશુદ્ધ ભાવનાથી પ્રેરાએલો ઉલ્લાસ જ, જૂનાં બંધનોને તિરસ્કારતો, દરેક કૃત્યને મહાન્ કરતો, દરેક પંક્તિને અમર કરતો, દરેક જીવને શિવનો પ્રભાવ આપતો, 'કૃષ્ણચંદ્રની કૌમુદી સરખા' આ ગુજરાતને–તેનાં જીવન અને સાહિત્ય દ્વારા–બલ ને તેજ, પ્રભાવ ને પ્રેમથી નવે અવતારે લાવતો હું જોઉ છું.

# રસાસ્વાદનો અધિકાર

## ૧૯૨૬

સરાદના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો !

દરેક વર્ષે જ્યારે હું આ પદ લઉ છુ ત્યારે હું વિચારથી, ચિંતાથી મુઝાઇ જાઉં છુ. પૃથ્વીએ એક પ્રદક્ષિણા પુરી કરી, આપણે એક વર્ષ ખોયુ, શીયાળાના વાયરા વાઇ ગયા, ઉનાળાની આગે દાઝેલાંને વર્ષાએ શાંત કર્યા–પણ ગુજરાતે સુરેખ રાષ્ટ્રગૌરવ પ્રાપ્ત કર્યું છે ? અને સાથે સાથે હુ મારા અતરને પ્રશ્નો પુછુ છું: " જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યા ત્યાં સદાકાળ ગુજરાત"–એ શું ખરી વાત ? આપણે દરેક ગુજરાતી તેનો આત્મા વ્યક્ત કરીએ છીએ ? આપણે એ આત્મા વ્યક્ત કરતાં, નિર્ભય બની, ગુજરાતના સંસ્કાર-મત્રનુ દર્શન ને સિદ્ધિ કેટલે અંશે કર્યાં છે ? અને નિશ્વાસ નાખી–શક્તિની અલ્પતા, સર્જકતાની મર્યાદા, પ્રયાણની ગજગતિ ને સામગ્રીની ન્યૂનતાનાં દર્શન કરતો, હું અધીરાઇની અસહ્ય વેદના અનુભવુ છુ.

ગુજરાત ઇતિહાસ ને સાહિત્યદ્વારા, એના ભૂતકાલનાં રહસ્યો, ક્યારે વ્યક્ત કરશે ? એના વર્તમાનનો પ્રાણ લાક્ષણિક, સમૃદ્ધ

ને સરસ સાહિત્યમાં ક્યારે પ્રગટાવશે ? એના ભવિષ્યની આશાઓના રંગ સાહિત્ય ને કલામાં ક્યારે પુરશે ? એનાં જ્ઞાન ને વિદ્યા એની યુનીવર્સીટીમાં એ ક્યારે સાચવશે ? એ એક ને સ્વસ્થ રાજ્યતંત્ર ક્યારે પ્રાપ્ત કરશે ? અને ક્યારે થશે એની માનવતાં, દુર્ધર્ષ, સર્વાંગસુંદર ને ગગનવિહારી ? અને તાપી, રેવા, મહી ને સાભ્રમતીનાં તીરો ક્યારે ગાજશે કલ્લોલતા જનસમૂહના સ્વતંત્ર ને સશક્ત જીવનના પડઘાથી ? ક્યારે ક્યારે ? સમયની અંધારી જોવા દેતી નથી. દેહની ચચળતાનો ખ્યાલ અધીરાઇ શમાવા દેતો નથી. ખરેખર, ક્રૂર આ જીવનઘટનામાં નિર્દયમાં નિર્દય વસ્તુ સ્વપ્ન ને સિદ્ધિ વચ્ચેનો અંતર છે.

સાહિત્ય સંસદે આ વર્ષે જે થોડી કે સિદ્ધિ મેળવી તેનો અહેવાલ તો તમે સાંભળ્યો. 'ગુજરાત'ની વિશિષ્ટતા જાળવવા તનતોડ મહેનત થાય છે તે તમે જોઇ. સાહિત્ય પરિષદના વિકાસમાં સંસદે કરેલી મદદ વીશે મે જે કે લખ્યું હતું, અને તમારા મત્રીઓએ જે કે કહ્યું તે તમે વાંચ્યું અને સાંભળ્યું. ચાર વર્ષના પ્રયત્નો-કેટલાક સફલ, ઘણાએ નિષ્ફલ એવા પ્રયત્નો–પછી 'ગુજરાતી સાહિત્ય'નો એક ખંડ બહાર પડી શક્યો છે; અને બીજા ત્રણેક ખડો તૈયાર થવા લાગ્યા છે. સાથે થોડાંક પુસ્તકો પણ આપણે પ્રગટ કરી શકયા છીએ. તમારા કેટલાક સભ્યો પરિષદ મંડળની પણ કેટલીક સેવા કરી રહ્યા છે. આ ઘણી નાની નાની વસ્તુઓ છે; પણ થોડાક આપણા સભ્યોએ જે શક્તિ, સમય ને પૈસાના વ્યયથી અને સતત સેવેલા ખત ને ઝહેમતથી–વિરોધ અને વિઘ્નસંતોષથી પ્રતિકૂલ વાતાવરણમાં–આટલું કાર્ય કર્યું છે તે હું વીચારુ છું ત્યારે મને ગર્વ થયા વિના રહેતો નથી.

સાહિત્ય પ્રકાશક કંપનીએ નુકશાન વેઠી આપણા કામમાં જે

મદદ કરી છે તેની નોંધ લઉં છું; અને સાથે જે સ્ત્રીપુરષોએ આપણી સાથે ઉભા રહી સહાનુભૂતિ દર્શાવી, અને તે માટે હું સંસદ તરફથી આભાર દર્શાવવાની રજા લઉ છું.

સસદની કારકીર્દી શરુ થયે સાડાચાર વર્ષ થયાં; અને આ સમયમાં એકધારી ને એકાગ્ર સચોટતાથી તેણે પોતાનું કાર્ય કર્યું છે. પણ એની ઉપયોગિતા વધે તે માટે પ્રવૃત્તિની પુનર્ઘટનાની જરૂર છે. ખાસ કરીને આવતા વર્ષમાં 'ગુજરાતી સાહિત્ય'ના બને તેટલા વિભાગો તૈયાર કરવામાં આપણે રોકાવું પડશે.

પણ આ બધાથી ચઢતી અને નીરાળી સેવા કરવાની ઇચ્છા સસદ ધરાવે છે તે સાહિત્યના દૃષ્ટિકોણો રજુ કરવાની અને જીવનમાં સ્વતંત્ર ને સજીવ ભાવનાઓ સરજાવવાની. આ ચાર વર્ષમાં સંસદે કયા નવા કોણો રજુ કર્યા કે કઈ ભાવનાઓ સરજાવી તે ભાવિ ગુજરાત વિના કોઇ કહી શકે એમ નથી. પણ એટલુ તો ચોક્કસ કહી શકાય કે સસદની પ્રવૃત્તિને લીધે સાહિત્યવિષયક રસિકતા-મિત્ર ભાવે કે પછી વેરભાવે-ઘણાએ કેળવી છે; 'ગુજરાતીતા'-ભાષાશાસ્ત્રીઓ ક્ષમા કરશે ?-અને 'ગુજરાત-એકરાષ્ટ્ર' એ ભાવનાને સ્પષ્ટ બની છે; અને સાહિત્ય અને ભાવનાના સ્વાતંત્ર્યનો સ્વીકાર થયો છે.

નવા સાહિત્યોના બળોનો સચાર આપણે ત્યાં થવા લાગ્યો છે. જે નવાં કિરણોની આશા મે ૧૯૧૩ માં રાખી હતી તે સ્પષ્ટ દેખાવા લાગ્યાં છે. ઇ. સ. ૧૯૨૨ માં ભાવનગરમાં સ્વ. કાન્તના પ્રમુખપણા નીચે 'નવા સાહિત્ય' પર બોલતાં જે ચાર-તે વખતે ઘણા જાણીતા નહી એવા સાહિત્યકોનો મે ઉલ્લેખ કર્યો હતો તે આજે નવા સાહિત્યના સ્રષ્ટા થયા છે. રા. બટુભાઇ ઉમરવાડીયાની તેજસ્વી ને અનેક-

વિધાની કલા નિરંકુશ લેખિનીથી નવી સૃષ્ટિ, નવું સ્વરૂપ, નવા દૃષ્ટિબિંદુ, નવી આંકણી રજુ કરી રહી છે. બીજી એક કલાકારે સર્જન-કલામાં, નિર્દય વાસ્તવિકતાથી સૂક્ષ્મતમ માર્દવ સુધીના અંશો ઉતારી સાહિત્યને છટાભર્યું ને મર્મભેદી બનાવ્યું છે. હું તેનું નામ નહીં દઇશ–કારણ કે તેનું નામ મારામાં લુપ્ત થઇ ગયું છે. ત્રીજું નામ રા. વિજયરાય વૈદ્યનું. સદાએ અસંતુષ્ટ અને સાહિત્યમાં સત્તા પ્રસાર-વાની આકાંક્ષાથી બળતા, નવા યુગનાં ધોરણોનું અન્વેષણ કરી સાહિત્યની નવી આંકણી કરવા તત્પર બનેલા આ વિવેચક નવા યુગનાં રંગોનું પૃથક્કરણ કરવા મથી રહ્યા છે. ને મર્મભેદક વક્રોકિત અને નિર્દોષ વિનોદથી માંડી ચિંતનશીલ વિવેચન સુધીના તારોને છેડતા રા. મુનિકુમાર ભટ્ટ, વિશિષ્ટ સ્થાન રખે લેવાઇ જાય એવી બીકથી ખચાતાં ખંચાતાં પણ વિશિષ્ટ સ્થાન પામ્યા છે.

અને બીજાં ત્રણ નામો ૧૯૨૨ માં મેં ન લીધેલાં છતાં લેવા જોઇતાં હતાં તે શ્રીમતી જ્યોત્સ્નાબહેન, રા. ધૂમકેતુ, અને રા. મેઘાણીનાં. એક કવિ–ભાવોને સુમધુર ને સરસ ભાષામાં વ્યક્ત કરતાં સ્ત્રી હૃદયનાં ઉંડાણોમાં ચમકતાં સુંદર રત્નોનાં દર્શન કરાવે છે; બીજા–નવલ-કથાકાર–સ્થલકાલના વૈવિધ્યમાં રાચતી જેની કલા, જુના યુગની છે એમ પોતે માનતા છતાં, નવા યુગના આત્માને વ્યક્ત કરે છે તે; ત્રીજા સોરઠી લોકસાહિત્યની અવનવી ભાતથી નવા સાહિત્યને સુશોભિત કરનાર કથાકાર.

આ થોડાં નામો. અને તે ઉપરાંત ગૌરવાન્વિત ગદ્યમાં જુના નવાનો સમન્વય સાધવા મથતા રા. આનંદશંકરભાઇ; વૃદ્ધ છતાં નવીન ઝોમથી સાહિત્યનાં રહસ્યો સમજાવતા રા. બલ્લુભાઇ ઠાકોર; પાશ્ચાત્ય વૈભવને સ્વદેશમાં સ્થાપવામાં સદાએ પ્રયત્નશીલ ‘કલિકા’કાર રા.

ખબરદાર; બે પચીશીના પડઘામાંથી પણ સબળ અને સજીવ ધ્વનિ કરતા રા. નરસિંહરાવભાઈ; એક વખત સ્વરુપ ને સર્જનમાં અર્વાચીન અને સર્જનમાં પ્રાચીન થવામાં આનંદ માનતા, અર્વાચીનતાથી બીતા છતાં તેને આવકારવા ઉત્સુક એવા આપણા કવિશિરોમણિ રા. નાનાલાલ;—

—અને આ બધામાં અલ્પ એવો એક લેખક;—જેમ—'गावो न गव्यूतीरनु इच्छन्ती'—ગાયો ગોચર તરફ વળે તેમ વિધવિધ ભાવો, દૃષ્ટિઓ અને હેતુઓથી સરજાએલાં વિશેષણો ને ઇલ્કાબો વળે છે, અને જે એ ભૂરિશૃંગાથી બેપરવા માત્ર પોતાના 'સ્વ-ભાવ-ધર્મ' પ્રમાણે વર્તે છે ને લખે છે તેનુ

ગાંધીજીની છાયા નીચે પરિપક્વ બનેલો લેખકવૃંદ ન ગણીએ, અને આ બધા અને એવા ઘણાનો સમાવેશ કરતા નવા સાહિત્યના વર્તુળ તરફ સમગ્ર દૃષ્ટિ નાખીએ તો વૈવિધ્ય, સમૃદ્ધિ, દૃષ્ટિભેદ અને ભાવનાકોણોનો પાર દેખાતો નથી. ભાવિ સાહિત્ય માટે આ તૈઆર થતા રમણીય પૂર્વાશ્રમમાં એક જ દૃષ્ટિ સામાન્ય છે—પોતાની રસિકતાનો અનિયંત્રિત વિકાસ સાધી, વિશિષ્ટ રસદર્શન ને રસસર્જન કરવાની. પોતાની જ દૃષ્ટિથી સરસતા પારખવી અને પોતાનીજ ભાવના પ્રમાણે સરસતા સરજાવવી—એ અધિકાર જેવો સરલ દેખાય છે તેવી સરલતાથી સ્વીકારાતો નથી. રસસર્જનનો આ સ્વતંત્ર અધિકાર એ જ અર્વાચીન કલાકારોની અણમોલી પુંજી છે. જે કૈ આ સ્વતંત્ર અધિકારને લઈ લે, કચરી નાંખે કે ખંડિત કરે તે અર્વાચીનને મન સદાએ ત્યાજ્ય છે. જે આ અધિકારને અસ્વીકાર્ય લેખે તેનો અર્વાચીનોમાં ગણાવાનો અધિકાર નથી.

૨

જેમ કલાકારોનો રસદર્શન ને સર્જનનો અધિકાર છે તેમ રસિકોનો રસાસ્વાદનો અધિકાર છે. આ અધિકારથી જ તેમની રસિકતા ખીલે છે; અને રસિકતા વડે જ તેમને આનંદની પ્રાપ્તિ થાય છે.

એ રસિકતા વિષે મે લખ્યું છે : 'જે જે વસ્તુની માણસ પર સચોટ અસર થાય છે તેમાંની ઘણી વસ્તુમાં એક લક્ષણ હોય છે–તે સરસતા. આ લક્ષણ માટે એક શક્તિ ઝંખે છે; અને તે લક્ષણ પારખ્યા પછી તે શક્તિ સંતોષાય છે. તે શક્તિ તે રસિકતા.

* * *

'સરસતા એટલે જે રસિકતા સંતોષે તે લક્ષણ; રસિકતા એટલે સરસતા જોઇ રાચે તે શક્તિ.

'આ રસિકતા કલાની કસોટી છે. જે કૃતિ તેને ન સંતોષે તે કલાત્મક કહેવાય નહિ.

* * *

'આ રસિકતા બુદ્ધિનું લક્ષણ નથી, વિચારનું પરિણામ નથી; જે શક્તિઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ અનુભવે છે અને પારખે છે તેના જેવી એ છે. એ બુદ્ધિથી કાબુમાં રહે, વિચારથી કેળવાય, અભ્યાસથી સુધારાય અને આદર્શ સેવ્યાથી નિર્મલ બને. પણ જેમ સારી અને મીઠી ગંધ સ્વાભાવિક શક્તિથી પરખાય છે તેમ સરસ અને નરસ, સુંદર અને સામાન્ય કૃતિઓ પણ તેવી જ રીતે પરખાય છે. આ શક્તિ પંચેન્દ્રીયથી નીરાળી નથી, પણ પાંચે શક્તિની પાછળ રહી તેને કેળવે છે અને ઉત્તેજે છે, અને તે શક્તિઓ દ્વારા મેળવેલા આનંદની કસોટી કરે છે. આ શક્તિનાં ત્રણ જુદાં જુદાં અંગ છે :



૧. સરસતાનો આસ્વાદ લેવાની ઉત્કંઠા.

૨. સરસતા પારખવાની શક્તિ.

૩. સરસતાથી આનંદ મેળવવાની શક્તિ.

રસિક માણસના સ્વભાવમાં કલ્પના અને જીવનનાં વૈવિધ્ય અને સમૃદ્ધિ ભોગવવાની શક્તિનું પ્રાધાન્ય હોય છે. સરસતાનો આસ્વાદ ચાખવાની ખરી ઉત્કંઠા તે રસિકતાનું ખરું અંગ છે......

આ ઉત્કંઠા ઇચ્છા નથી. ઇચ્છા થાય તે વસ્તુ મેળવવા માટે, રાખવા માટે અને તે વડે તૃપ્તિ અનુભવવા માટે. આ ઉત્કંઠા થાય છે તે સરસતા પારખવા માટે અને એ પરીક્ષામાં જ રહેલો આનંદ મેળવવા માટે. એને અંતે તૃપ્તિ નથી પણ સાત્ત્વિક અને નિસ્પૃહ આનંદ છે. અને તૃપ્તિ પછીથી આવતો કંટાળો નથી. ઇચ્છા રજોગુણી છે, અકળાવે છે, સમોહ આણે છે. આ ઉત્કંઠા સત્ત્વગુણી છે, શુદ્ધ કરે છે, ભાવના પ્રબલ કરે છે. ઇચ્છાને પરિણામે દ્વંદ્વ—સુખ કે દુઃખ, સંતોષ કે અસંતોષ છે; આ ઉત્કંઠાને પરિણામે—યોગને પરિણામે મળે એવાં—આનંદ અને શાંતિ છે."[૧]

આ ઉત્કંઠા પોતપોતાની ભાવના પ્રમાણે જ સંતોષવાનો દરેક રસિક મનુષ્યનો હક્ક તે રસાસ્વાદનો અધિકાર.

સરસતાનું દર્શન આમ દરેકની જુદી જુદી ભાવના પર અવલંબેલું હોવાથી દરેક મનુષ્યમાં (૧) સરસતાનો આસ્વાદ લેવાની ઉત્કંઠા; (૨) તેને પારખવાની શક્તિ; અને (૩) તેમાંથી આનંદ મેળવવાની

૧ મુનશી : થોડાંક રસદર્શનો ૨૪

શક્તિ નીરાળી હોય છે. દરેકનો રસાસ્વાદ લાક્ષણિક હોય છે; તેની વૃત્તિઓ, કેળવણી, ભાવના, દેશ અને કાળથી ઘડાય છે.

કેટલાકને કાલિદાસ ગમે છે; કેટલાકને શંકર ગમે છે. મારા એક મિત્રને છુપી પોલીસની વાત વિના બીજે ક્યાંય સરસતા જડતી નથી; બીજા એક મિત્રને વાર્તા ને કવિતાનાં નામની સુગ છે. સામળભટના સમયમાં જે ઉખાણાં છોડે તેને સુંદરીઓ વરમાળ પહેરાવતી. સોળમી સદી પહેલાંના ઇટાલીના ચિત્રકાર અને કલાકારોને વાંકા પગ ને કૃત્રિમ લક્ષણ શીવાય ચેન નહોતું પડતું; જેના પર પ્રાચીન ગ્રીક ને અર્વાચીન દુનીઆ ફીદા છે તે વીનસ ડી મીલો તેમને જડસા જેવી સ્ત્રી લાગતી. અને જે જાપાની સૌંદર્ય પર જાપાનીઓ કવિતા લખે છે તે જો આપણને સવારસાંજ દેખાતું હોય તો 'રેવાકુવો' કરવા પણ કેટલાક જાય તો નવાઇ નહિ.

આમ જેટલી ભાવના જુદી, તેટલી સરસતા જોવાની દૃષ્ટિ જુદી. જેટલી દૃષ્ટિ જુદી તેટલો રસાસ્વાદ જુદો. લક્ષ્ય એક જ—આનંદપ્રાપ્તિ. અને દરેક રસિક માણસને પોતાને ભાવતો રસાસ્વાદ કરી આનંદ પ્રાપ્ત કરવાનો અધિકાર છે. આ ભિન્ન રુચિમાં કોણ કોને કહી શકે કે મને ભાવે છે તેજ બધાને ભાવવું જોઇએ?

કલાની કૃતિઓમાંથી નીતરતા રસનો આસ્વાદ લેવાના આ અધિકારથીજ સ્ત્રીપુરૂષ માનવ બને છે; જીવતાં સ્વર્ગ ભોગવવાને લાયક બને છે. આ અધિકાર, મીલકત રાખવાના, મત આપવાના, જીવવાના અધિકારથી પણ અણમોલો છે. એના વિના જીવન નીરાશાથી પણ દુઃસહ, અને સ્વપ્નમાં મૃગજળથી પણ દુઃખદ, બને છે.

જેને માનવમાત્રનો આ દૈવી અધિકાર સ્વીકાર્ય નથી; જે આનંદ પ્રાપ્તિ વિના બીજા ધોરણથી રસાસ્વાદની કીંમત આંકે છે–તે પોતે

મનુષ્યરુપે મૃગ થઇ વિચરે છે એટલુંજ નહી, પણ જીવન, સાહિત્ય, ને સુખનો દ્રષ્ટા બની બેસે છે.

૩

માણસમાં અધિકારનો ઉપયોગ કરવાનું આળસ હોય છે. આ આળસ તેને નિરાધાર કરી મુકે છે. અને અધિકાર અને તેની સિદ્ધિ વચ્ચે સદાય કોટો ચણાઇ જાય છે. દરેક માણસ પોતાનું સંરક્ષણ કરતો નથી; અને પોતાનો સંરક્ષવાનો અધિકાર સુગમતા ખાતર લશ્કરને આપે છે. સ્વાતંત્ર્ય જાળવવા ઉભુ કરેલું લશ્કર માણસનું સ્વાતન્ત્ર્ય લઇ લે છે. અને મનુષ્યના સરક્ષણના અધિકાર અને તેની સિદ્ધિ વચ્ચે તેજ લશ્કર આડે આવી ઉભુ રહે છે.

માણસને પોતાના દેવ જોડે સબંધ બાંધવાનો અધિકાર છે. પણ આળસથી કે અજ્ઞાનથી તે અધિકાર કોઇ ધર્મગુરુને આપે છે. એથી દૈવી પ્રેરણા પામવાની શકિત માણસોમાં નિર્બલ થઇ જાય છે. "હું શા માટે ઇશ્વર ખોળુ ? મને કહી બંધાવનારો તેને ખોળી કાઢી મોકલી આપશે"–આ વૃત્તિ પ્રબળ થાય છે. ધર્મગુરુ અનુયાયીનો અધિકાર સદાને માટે લઇ લે છે અને ફરીથી તે તેને પામતો નથી.

કલા ને સાહિત્યમાં રહેલી સરસતા પારખવાની ઉત્કંઠા ઘણા રસિક માણસોમાં મદ હોય છે. ઇશ્વરનો તો કહે ખ્યાલ આવે એમ છે; સરસતા તો બતાવી જડે કે કહી કહેવાય એમ નથી હોતી. પરિણામે, પહેલેથી જ સરસતાને પારખનાર અને શિષ્ટતાને સાચવનાર એવો એક વર્ગ ઉભો થાય છે.

જ્યારથી કૃતિમાં સરસતા કોઇ રસસ્ત્રષ્ટાએ આણી એટલે તરત આ વર્ગ શરુ થયો. એક મંત્રદ્રષ્ટા ઋચા બોલ્યા, ને બધાએ તેનો રસાસ્વાદ

ચાખ્યો. બીજી ઋચા તે બોલ્યા ને સરસતાના સંરક્ષકે આ સંપ્રદાયનો પાયો નાખ્યો : "ભાઈઓ, આ ઋચા ઠીક છે, પણ પહેલી જેવી નહીં. મંત્રદ્રષ્ટાની શકિત ક્ષીણ થવા લાગી છે. પહેલી જ ઋચા આપણે યાદ રાખીશું." આળસુ માનવસ્વભાવે આ શીખ સ્વીકારી; પોતે રસાસ્વાદ લેવાને બદલે, પોતાનો અધિકાર છોડી દીધો અને ઉમેર્યું : "તમે કહો છો તે ખરી વાત છે. અમે પહેલી જ ઋચા યાદ રાખીશું." આમ અધિકાર ગયો ને વિવેચક વર્ગ સ્થપાયો.

આ વિવેચકોએ સરસતાનું નિરીક્ષણ ને સંરક્ષણ કરવા માંડ્યું. શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવતા મંત્રોનો તેમણે પાઠ કર્યો. એ દેવના મંદિરમાં પૂજારી બની તેમણે સંપ્રદાય પ્રસાર્યો અને એ દેવપૂજાના તેઓ પ્રચારકો અને ઉદ્ધારક થયા. ધીમે ધીમે તેમણે રસદેવો સ્થાપવા અને ઉથાપવા માંડ્યા. તેમણે તીર્થગોરની માફક પોતાની મરજી પડે તે કુંડમાં શ્રદ્ધાળુને નવડાવી, મોક્ષ અપાવવા માંડ્યો. અને રસાસ્વાદનો અધિકાર ખોયો હોવાથી રસિકો આજ્ઞા પાળવા લાગ્યા. આનંદપ્રાપ્તિને બદલે આજ્ઞાપાલન એ જ રસિકતાનું ધ્યેય થયું.

આ વિવેચકોએ અનાદિકાલથી સરસતાનાં પારખ અને સંરક્ષણ કર્યાં છે એટલું જ નહીં પણ સરસતા પારખવાની દૃષ્ટિ સૂક્ષ્મ કરી છે, અને સામાન્યોની રસિકતાને ક્ષુદ્ર તૃપ્તિમાં વિરામ પામતી અટકાવી છે. રસાસ્વાદના પણ તે પોષક અને કેળવનાર બન્યા છે. એમના વિના રસાસ્વાદની ઉત્કંઠા આટલી તીવ્ર ને સર્વવ્યાપી બની હોત નહીં.

"જે રસિકતા કલા અને સાહિત્યમાં શિષ્ટતા પારખે છે, જે યુગે યુગે કેટલીક કૃતિઓ અને કથનને જ અમર તરીકે લેખે છે, અને જેની કસોટીએ ચઢતાં ક્ષણિક કૃતિઓ અને સાહિત્ય પોતાની અલ્પતા અનુભવે છે તે તો માત્ર થોડાક જ કેળવાયલા, સંસ્કૃત અને શિષ્ટ

જનોની. આ વર્ગ દરેક યુગમાં અને દેશમાં હોય છે, અને તેની રસિકતા એક જ પ્રકારની હોય છે. કાલિદાસના સમયમાં અનેક બીજા કવિઓ હશે, પણ આ રસિકતાએ શાકુંતલને સંઘરી રાખ્યું, ભૂર્જપત્ર પર લખ્યું, મોઢે રાખ્યું, તેણે પંડિતો પાસે તેને શ્રેષ્ઠ ઠરાવ્યું, તેણે ગોઅથે પાસે તેને સર્વોત્તમ કહેવડાવ્યું. આ રસિકતાનો પણ સનાતન સંપ્રદાય છે. એ સંપ્રદાયે કલાને, સાહિત્યને, વૃત્તિઓને અને જીવનોને એક તાંતે બાંધ્યા છે; અને હજારો વર્ષો સુધી એણે થોડાક 'રસદેવો'ની પૂજાથી માનવતા ઘડી છે."[1]

આ વર્ગનું શાસન—જેમ દરેક વર્ગનું શાસન નીવડે છે તેમ—ઘણું જ લાભદાયક નીવડયું છે. રસસંપ્રદાયના આ બ્રાહ્મણોની દરેક યુગમાં ઘણી જરુર છે—કૈં નહીં તો સરસતાને સ્પષ્ટ સ્વરુપે દર્શાવવા અને જનસમાજના રસાસ્વાદને ઉત્તેજવા ને દિશા દેખાડવા.

## ૪

દરેક વર્ગશાસનની માફક આ શાસન પણ ઘણી વખત જડ થઇ જાય છે; રસાસ્વાદનો વ્યક્તિગત અધિકાર છીનવી લે છે; આનંદ-પ્રાપ્તિ ખરુ લક્ષ્ય છે એ વીસરી પોતાની પ્રણાલિકાનેજ પરમ લક્ષ્ય કરી બેસે છે. વિવેચનનો ઇતિહાસ આ સિદ્ધાંતનું એક દૃષ્ટાંત છે. જ્યારે વિવેચક વર્ગ રસાસ્વાદનો અધિકાર વીસારે મુકે છે ત્યારે કલા ને વિવેચન વચ્ચે વિરોધ ઉભો થાય છે.

વિવેચકનું કાર્યક્ષેત્ર આપણે સમજવુ જોઇએ. વિવેચક એ કલાકાર નથી. તે સર્જક નથી, પ્રચારક છે. તે સરસતાનો સરજનાર નથી,

---

[1] મુનશી : થોડાંક રસદર્શનો. ૨૫.

તેમ તે શામાં રહી છે તે નક્કી કરનાર પણ નથી. એક લેખક[1] કહે છે તેમ Producer–બનાવનાર અને Consumer–વાપરનાર વચ્ચે તે Distributer–વહેંચનાર છે. અને ઘણી વખત વાપરનારના રસાસ્વાદ કે સરલતાની શુદ્ધિ કરતાં પોતાની ઇચ્છા પ્રમાણે તે માલ વહેંચે છે.

કલાકાર સદાએ જીવનનો રસીઓ છે. વિવેચક કૃતિઓનો રસીઓ છે; એનો રસ માત્ર કલામાંજ રમાયો છે. કલાકાર કુસુમ ને કાંટાથી ભર્યા જીવનમાં પ્રફુલ્લતો, પીડાતો, રડતો, કકળતો કે ઉલ્લાસ માણતો ચાલ્યો જાય છે. એને લથડવાની બીક નથી. પડી રહેવાની તે પરવા કરતો નથી. ભય પોતે તેનો પ્રેરક થઇ બેસે છે. વિવેચક તો ફુલ-વેલથી ભરી પગથીઓ પર મોજમાં ચાલ્યો જાય છે. પસંદ પડે તે ફુલ ચુંટે છે, સુંઘે છે, ફેંકી દે છે. કોઇ પર તો તે નજર પણ નથી કરતો; કોઇકને પગે કચરી નાખવામાં પણ તેને દુઃખ નથી.

કલાકારને જીવન જોડે તાદાત્મ્ય સાધ્યા વિના ચેન પડતું નથી; વિવેચક કલા જોડે તાદાત્મ્ય સાધતાં પણ આત્મગૌરવ ને નિરીક્ષણવૃત્તિ ખોઇ શકતો નથી. કલાકાર મસ્ત છે; વિવેચક સ્વસ્થ છે. કલાકાર સરખામણી કરવા થોભતો નથી; વિવેચક સરખામણી વિના ડગ ભરી શકતો નથી. કલાકાર, વર્ષો જતાં, પોતાના શીવાય ભાગ્યે જ કોઇની કૃતિઓનો રસાસ્વાદ લઇ શકે છે; વિવેચક ભાગ્યે જ એકની કૃતિ પર ધ્યાન આપી શકે છે. કલાકાર નિર્બલતાને એક લહાવો માને છે. વિવેચક પોતાનાં સર્વજ્ઞતા ને સ્વાદ લેવાની શક્તિમાં ખોડ કે ખાંપણ કલ્પી શકતો નથી. જીવનની માફક કલા જોડે તાદાત્મ્ય સાધી કલાકાર તેનું રહસ્ય પારખે છે; અને એક પ્રકારનો વિવેચક થઇ શકે છે. વિવેચક તો

---

1 Howe : Criticism.

વિવેચક જ રહે છે. સ્તેંધાલ ને ફ્રાંસે ઘણું ઉપયોગી વિવેચન કર્યું છે. સેટ બ્વ ને શૈટસબરીએ ભાગ્યે જ કે રસસર્જન કર્યું છે.

વિવેચકે ઘણી વાર કલાકારને કચરી નાખ્યો છે; કલાકારે ઘણી વાર વિવેચકને અલ્પતાના પાઠ શીખવ્યા છે. વિવેચક પોતાની સત્તા—પોતે સ્વીકારેલાં ધોરણો—સામે બળવો સહન કરી શકતો નથી, અને ઉગતા કલાકારને ડામવામાં સંતોષ લે છે. યુરોપના વિચારોના મૂલ રૂપ 'Spirit of Laws' લખવા માટે વિવેચકોએ મોન્ટેનનું જીવન ખારું કર્યું; કીટ્સ જેવા અપૂર્વ સૌંદર્યના સ્રષ્ટાને મારી નાખ્યો; શેલી જેવી કાવ્યમૂર્તિને તેમણે દેશવટો દીધો. યુરોપમાં ક્યાં સુધી શિષ્ટાચારી (Classical) સંપ્રદાયે આનંદલક્ષી (romantic) સંપ્રદાયના કેટલાએ લેખકોને ડામી નાખ્યા. પ્રેમાનંદ યુગમાં પુરાણીઓએ કવિ રત્નેશ્વરનો જીવ લેવાનો બાકી રાખ્યો.

સાધારણ રીતે કલાકાર વિવેચકની સત્તા સદાએ તિરસ્કારે છે. એને વિવેચકનાં ધોરણોની પરવા હોતી નથી, એને શિષ્ટાચારનો હીસાબ હોતો નથી. એનું ધોરણ તો માત્ર એની પોતાની ભાવના જ. એનું લક્ષ્યબિંદુ તો પોતે પોતાના અંતરમાં નીરખેલી સરસતાનું જ સર્જન. વિવેચકની ફુટપટ્ટી કે શાસ્ત્રીઓની સાંકળો તેના આત્માનો વિહાર અટકાવતાં નથી; એના સ્વાતંત્ર્યને અવરોધી શકતાં નથી. એની રસવૃત્તિ એ જ એની સામગ્રી; કથનનો આનંદ એ જ એનો મોક્ષ.

મેરી કોરેલીએ, વિવેચકસમૂહનું અસ્તિત્વ વીસારી મુકી, પુસ્તકોની લાખોબંધ નકલો વેચી. આનાતોલ ફ્રાંસના ભાષણો અને પુસ્તકોનો અમલદારોએ—એના સમકાલીન વિવેચકોની પ્રેરણાથી—પ્રતિ-

ખેવ કર્યો; આજે આખી દુનિયાના વિવેચકો એને શ્રેષ્ઠ સાહિત્ય–સ્વામીનો તાજ પહેરાવે છે. બર્નાર્ડ શૉની પુઠ હજી અંગ્રેજી વિવેચકોએ છોડી નથી; એના ભાષણને, અંગ્રેજ સરકાર ભયંકર ગણી, રેડીઓમાં પ્રગટ થવા દેતી નથી; છતાં, એ તાજનો અધિકારી તે છે એમ ગણાવા માંડયું છે. વિવેચન–સારા કે માઠા–તરફ એનો તિરસ્કાર દાબ્યો દબાતો નથી.

એની એક જન્મતિથિને પ્રસંગે એનો નાટક થઇ રહ્યા બાદ પ્રેક્ષક વર્ગે નાટયકારને રંગભૂમિ પર આવવાની માંગણી કરી. શૉ આવ્યા અને આખો પ્રેક્ષકગણ હર્ષથી અભિનંદન આપી રહ્યો. પણ એક જણે 'ઓહૂ' કરી પોતાનો અભિપ્રાય જણાવ્યો. શૉએ શાંતિથી તેની તરફ જોઇ જવાબ વાળ્યો : "શું કરું ભાઇ ! આપણે બે એક મતના છીએ. પણ આટલા બધા માણસો આગળ લાચાર !"

સામાન્ય રીતે કલાકારને સમકાલીન વિવેચકો–અલૌકિક અપવાદ શીવાય–સમજી શકતા નથી. ગત પચીશીની પ્રણાલિકામાં જકડાએલું વિવેચન અને તેનાં ધોરણમાં મચી રહેલા વિવેચકને નવું રસદર્શન ને સર્જન આકરાં થઇ પડે તેમાં કૈં નવાઇ જેવું નથી.

કલાકાર વાતાવરણમાં પ્રગટેલું નવું બળ છે; વિવેચક 'થર્મોમીટર' છે. થર્મોમીટરમાં પારો નાચે ત્યારે તે પ્રગટેલાં નવાં બળોની સાક્ષી પૂરે છે–એટલું જ. પારા પર નજર રાખી જીવન વીતાડનારાઓ બારી બંધ કરે છે, ગોદડું ઓઢી બેસે છે. પણ પવન છે તે ફુંકાય છે, તાપ છે તે પડયો જાય છે, તોફાન છે તે ફેલાય છે; અને જેનામાં આહ્‌લાદ લેવાની શક્તિ છે તે આહ્‌લાદ અનુભવે છે, હસે છે, કુદે છે કે ધ્રુજે છે. બળમાં જેટલે અંશે સરસતા છે તેટલે જ અંશે તે આનંદપ્રેરક છે. પારો નાચી નાચી આખરે થાકે પણ વાતાવરણના

બળમાં લેશ માત્ર પણ ઘટાડો કે વધારો કરી શકતો નથી. જે વિવેચકોએ ઉગતો કીટ્સ ડામ્યો, મારી નાખ્યો, તે 'એન્ડીમીયન'ની અદ્ભુત અપૂર્વતામાંથી એક અક્ષર પણ ફેરવી શક્યા નહિ. કડક વિવેચનથી ત્રાસતા, કાંપતા, કોમળ હૃદયી ઉગતા કલાકારે તો નિરાશ થવાનું કારણ નથી; ભવભૂતિની માફક 'નિરવધિ કાલ ને વિપુલ પૃથ્વીનું' આશ્વાસન પણ લેવાની જરૂર નથી. પારો નચાવવા માટે થર્મોમીટર સરજાયું છે. તેને નાચવા દો–કારણ કે વાતાવરણમાં બળ હશે તો જ તે નાચશે ને ? તે કેવી રીતે નાચે છે તેની બળને શી પરવા ?

## ૫

પ્રાચીન કાલમાં છાપવાની કલા પ્રસરી તે પહેલા વિવેચક કેટલા છે તે ગણવું સહેલું હતુ, આજે વિવેચક કોણ નથી એ ગણવું સહેલું છે. જેને લખતા આવડયું છે તે છપાવવાની ઇચ્છા રાખે છે; એક વખત જે મુદ્રેલા કાગળ પર ચઢયો તે ફરી ઉતરવાની ઇચ્છા રાખતો નથી. દરેક જણને માટે યોગ્ય ચિરંજીવ ને ક્રમિક સાહિત્ય; દરેક પ્રકારના સાહિત્ય માટે દરેક પ્રકારના લેખક; અને દરેક પ્રકારના લેખક માટે દરેક દૃષ્ટિ ને શક્તિથી કટિબદ્ધ બનેલા ટીકાકારો અને ટીકાખોરો. દરેક લેખક પોતાના રસાસ્વાદનો અધિકાર ભોગવે તો તો સોનાનો સુરજ ઉગે. પણ દરેક લેખક રસાસ્વાદનો ઇજારો લઇ બેસેછે એટલે આ બિચારા એક વૃદ્ધ સૂર્યનો પત્તો લાગતો નથી ને અંધારું થાય છે

આ તરવરતા ઇજારદારો આગળ રસિકતા ડરી જાય છે. વિવેચકનું ખરું કાર્યક્ષેત્ર સરસતાની પારખ છે, એની મુખ્ય ફરજ આનંદ પ્રાપ્તિનો પથ બતાવવાની છે–એ ખ્યાલ લાવવો મુશ્કેલ થઇ પડે છે. અને રસિકજન માત્ર પોતાને રુચે તેવા રસાસ્વાદનો અધિ-

કારી છે એ કોઇ સ્વીકારવાની તસ્દી લેતું નથી. દરેક કહેવાતો વિવેચક પોતાના શીવાય આખી દુનિઆ માટે ધોરણો રચે છે ને અભિપ્રાયો બાંધે છે; અને ધુચવાઇ ગએલી દુનીઆ એ અભિપ્રાયોની દરકાર કરતી નથી. હવે આ સંપ્રદાયો માત્ર વસિષ્ઠ વિશ્વામિત્ર જેવા થોડાક રસબ્રહ્મના જ્ઞાતા બ્રાહ્મણોના નથી પણ તીર્થગોરથી તપોધન ને ગામગોરથી કડછીશર્મા સુધી દરેકનો છે.

સાહિત્ય વિકસે, સરસતાનાં પારખ ને સંરક્ષણ થયા કરે, ખરું વિવેચન પ્રધાનંપદે રહે, નિર્મલ રસિકતા શિષ્ટતાની ભાવના વિશુદ્ધ રાખે, રસાસ્વાદનો અધિકાર કોઇ લઇ ન લે તે માટે વિવેચકનું પણ વિવેચન કરી, કસોટી કરનારને કસોટી પર ચઢાવવાની ઘણી વખત જરૂર પડે છે. પહેલાં તો આ સમૂહમાંથી વિવેચક તરીકે જેને સ્થાન નથી-જેને ટીકાકાર જ કહી શકાય, તે બધાને વળાવી દેવા જોઇએ. અનધિકારીઓનું આક્રમણ પાછું વાળ્યા વિના સરસતાના પૂજક કોણ છે તે નક્કી કરવું અશક્ય થઇ પડે છે. વિવેચનનો ખરો હેતુ સરસતાની પારખ ને સંરક્ષણ, શિષ્ટતાનું દર્શન ને પ્રચાર છે એટલુંજ જો ધ્યાનમાં રાખીએ તો વિવેચનના સંપ્રદાયમાં કોણ ન જોઇએ તે નક્કી કરવું અઘરું નથી.

ટીકા લખનાર, વૈયાકરણીય, પ્રુફ ને છાપણી જોનાર એ બધાનું સ્થાન છે-નીશાળમાં, છાપખાનામાં, ગમે ત્યાં;-પણ વિવેચનના ક્ષેત્રમાં નહીં.

કેટલાક ટીકાકાર બાલક સમા હોય છે-જે હાથમાં આવે છે તે જોઇ અસ્પષ્ટ અવાજ કરે છે. કનકથી કાષ્ઠ સુધી બધું જ તેમનું ધ્યાન ખેંચે છે, અને દરેકને જોઇ તે એક જ પ્રકારનો અવાજ કરે છે. આવાની ટીકા તેમને પોતાને રીઝવે છે અને કોઇનું શ્રેય સાધતી નથી.

કેટલાક બારોટ બની રહે છે. ગણ્યાં ગાંઠયાં કવિતથી દરેકને સૂર્ય સાથે સરખાવે છે. એમની દૃષ્ટિમાં વિવેક નથી; એમના જ્ઞાનમાં સરખામણી કરવાનું વૈવિધ્ય નથી. એ બધાને રીઝવે છે; પણ કલા એમની નજર ચુકવી ચાલી જાય છે.

આ ટીકાકારો પોતાને હાનિ કરે છે; પણ હવે પછી દર્શાવેલા ટીકાકારો કલા અને સાહિત્યના આદર્શો ભ્રષ્ટ કરે છે.

અનેક ટીકાકારો વેપારી બને છે. નાટકની બે ટીકીટ કે બીજા કોઇ પારિતોષકની પ્રેરણા તેમને પુરતી હોય છે. એમના હાથમાં હમેશાં ખાલી ત્રાજવું હોય છે. એક પલ્લામા કૈં ન મુકાય ત્યા સુધી બીજું પલ્લુ હાલતુ જ નથી. જે જમાનામાં વ્યાપારીબુદ્ધિ પ્રધાનપદે હોય ત્યા આવાની કૈ ખોટ હોય ?

કેટલાક ટીકાકારો જાહેરખબરીઆ હોય છે. તેમને સરસતા જોવાની ફુરસદ નથી. તેમને સરખામણી કરવાનુ જ્ઞાન નથી. તેમને રસસર્જનનું રહસ્ય પારખવું નથી. તેમને રસાસ્વાદ ચાખવાની પણ હોસ નથી. તેમને તો માત્ર " હું આવ્યો છું. મારો માલ કોઇ લો, "–એટલુ જ જણાવવુ છે.જો નજીવી ચીજને પ્રશંસવાથી માલ ખપતો હોય તો તે તૈયાર છે; જો ઉમદા ચીજને હલકી પાડવાથી વેચાણ થતું હોય તો તેની પણ ના નથી. એક કૃતિની આજે પ્રશંસા કરવાથી ને કાલે અવગણના કરવાથી વેપાર વધતો હોય તો પણ તેમને કૈ વાંધો નથી. જો તે લીપ્ટનની ચહા અને પીયર્સના સાબુ વેચવા પડયા હોત તો ?

તમે નાતના કે ગામના પટેલીઆઓ જોયા છે ? ગભીર મુદ્રા, થોડા પણ કટાણા બોલા, સર્વજ્ઞતાનો શાંત આડબર, તોરી અવાજ, ન છુટકાની મહેરબાની, દરેક નાના ને અપૂર્ણ છે એમ દેખાડવાનો શોખ–આ બધાં લક્ષણોનો સમુચ્ચય બે પગે ચાલતો દેખાય ત્યારે

તેને 'હુંહુશા' નામ આપીએ છીએ. વિવેચનના ક્ષેત્રમાં ઘણા 'હુંહુશા' જડે છે. દુનિયામાં એક ચીજ એવી નથી હોતી કે જે તે ન જાણે ને બીજુ કોઇ જાણી શકે. શ્રીમુખે ઉચ્ચારાએલા સૂત્ર વગર કોઇ પણ સિદ્ધાંત ખરો હોઇ શકે જ નહિ. બહુ બહુ તો 'એ પણ એક પક્ષ છે,' 'એમાં પણ અપૂર્ણ સત્ય છે,' 'ઠીક વાંચવા જેવું છે,' એવી મહેરબાની એ કરે તો સાંભળનારે ધૂળ ચાટી, સાભાર નયને ઉપાસના કરવી એવો કેક ખ્યાલ તેમના શબ્દે શબ્દે બહાર પડે છે. ઘણીવાર એકવચન છોડીને રાજપદનું બહુવચન પોતાને માટે તે વાપરે છે. 'અમને એ પ્રકારનું સાહિત્ય કનિષ્ઠ લાગે છે;' 'અમે આ જાતની કવિતા સાંખી શકતા નથી;' 'અમારાથી આમ થાય, આમ લખાય નહિ;' અમે લખીએ તો આમ લખવું જ જોઇએ;'-ઇ.તે આ બધી સર્વજ્ઞતા ને ડહાપણથી લાદેલી હુંહુશાઇ પોતાના ભાર નીચે સરસતાને કચરતી ને પોતાની અલ્પતાની સાક્ષી પૂરતી ચાલી જાય છે.

કેટલાક વિવેચકો સાહિત્યમાં ધુળેટીઆ હોય છે. તેમના મુખમાં હોય છે-માત્ર અપશબ્દોઃ તેમના હાથમાં હોય છે-ધુળ; તેમના હૃદયમાં હોય છે-તોફાન કરવાનો કે દ્વેષ કેળવવાનો મુદ્દો. જ્યાં કૈં પણ નજરે ચઢે છે કે તે ધુળ નાખે છે. જો કોઈ પણ રસ્તે મળે છે કે વણનોતર્યા, બે અપશબ્દો બોલે છે. બધું ધુળમય કરવું એમાં જ એમને આનંદની પ્રાપ્તિ થાય છે. પોતે ઉડાડેલી ધુળના ગોટામાંથી બધું ધુળમય ભાસવાથી તે આત્મસંતોષી બની રાચે છે. સરસતા તેમને નજરે ચઢતી નથી. રસાસ્વાદ તેમને કદી મળતો નથી. તેમના હાથમાં ને આંખમાં રહે છે ધુળની ધુળ-અને કલાનો, સાહિત્યનો પ્રવાહ આગળ ચાલી જાય છે.

પણ આ બધા કરતાં સરસતાને સચોટ રીતે ગુંગળાવી નાખનાર એક પ્રકારના ટીકાકારો તો કલા ને સાહિત્યના કટ્ટા વેરી થઇ પડે છે.

આવા ટીકાકાર વિષકન્યા કહી શકાય છે. અને તેમની વાત આકર્ષક છે. તે ઇંદ્રપુરી ઉતારવાની આશા આપે છે. તે અનંત એવા મોક્ષની મીઠીમીઠી આગાહી આપે છે. પણ ખરુ જોતાં તેમને તમારા રસાસ્વાદનો અધિકાર લઇ લેવો છે; તમારી રસિકતાને અવળે માર્ગે લઇ જવી છે; સરસતાની પારખ ને ઉપભોગ અટકાવવાં છે એમને ખરા રસદેવની પૂજા જોઇતી નથી, એમને સરસતા મેળવવાની, ભોગવવાની, સર્જાવવાની બધી વૃત્તિઓને વિષ દેવું છે.

આ વિષકન્યા ધર્મનો આકર્ષક સ્વાંગ લે છે, ને કહે છે: 'જે પ્રભુને ગમે તે જ સરસતા.' કોઇક વખત 'જે સત્ય હોય તેજ સરસ' એ આકર્ષક વાતે પલાળે છે. કોઇક વખત નીતિની ડાહી વાતોથી પીગળાવે છે.

ધર્મનો હેતુ ઉપાસના, મોક્ષ ને ઇશ્વર પ્રાપ્તિ છે. સત્ય શોધવાનો હેતુ વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાનો છે. નીતિનો હેતુ સામાજિક આચારને સાચવવાનો છે. પણ કલા ને સાહિત્યનો હેતુ સરસતાના દર્શન ને સર્જનથી આનંદ પ્રાપ્ત કરવાનો છે. ઘણા નાસ્તિકોમાં અદ્‌ભુત રસિકતા હોય છે, અને ઘણા શ્રદ્ધાળુમાં રસાસ્વાદની ઉત્કંઠા પણ નથી હોતી. ઉલટુ એમ દેખાય છે કે ઇશ્વરપ્રાપ્તિ પાછળ મચેલા કે રૂપરસાદિનું આકર્ષણ ડામતાં સ્ત્રીપુરૂષોમાં રસિકતા જતી રહે છે કે વિકાર પામે છે.

કલા ને સાહિત્યની બધી સરસતામાં ભાવનાત્મક અપૂર્વતાના અંશો છે; સત્યમાં—નગ્ન સત્યમાં—કદી ભાવના કે અપૂર્વતા માટે સ્થાન નથી. અને આચારનુ—જેને નીતિ કહીએ છીએ તેનું—રૂડું રૂપ દેશકાલે બદલાય છે; સરસતા શાશ્વત છે. નીતિ વ્યવહાર માટે છે, સરસતા આત્માનંદ માટે છે. અને જેની સામે કોઇ પણ આગળી ન કરી શકે એવો—કોઇ ખોટુ માને એવુ કદી જે બોલતો નથી, કોઇ ખોટુ ધારે

એવું કદી કરતો નથી–જે જન્મથી મરણ સુધી 'પ્રાણાઘાતાન્નિવૃત્તિ[1] વગેરે 'સામાન્યઃ સર્વશાસ્ત્રેષ્વનુપહતવિધિઃ શ્રેયસામેષ પંથ'માં વીચરતો–જે અપૂર્વ પુત્ર, અપૂર્વ પતિ, અપૂર્વ વ્યવહારીઓ અને અપૂર્વ શબ તરીકે જીવી ગયો હોય એવો નીતિનો લાડીલો કોઇએ જોયો છે ? અને એવો જોયો હોય તો તેનામાં રસાસ્વાદની ઉત્કંઠા કોઇએ જોઇ છે ? તેનામાં રસિકતા કોઇએ સાંભળી છે ? રસદર્શન કે રસસર્જન કદી તેણે કર્યું હોય એવું કલ્પી શકાય છે ?

ઇશ્વર, સત્ય ને નીતિ ઘણી સારી, ઘણી ઉપયોગી, ઘણી જરુરની ને ઘણી પૂજ્ય વસ્તુઓ છે. પણ જ્યાં સરસતા જ પરબ્રહ્મ છે, રસિકતા જ ગુરુ છે, જ્યાં રસાસ્વાદજ પૂજકને અધિકાર અર્પે છે તેવા કલા અને સાહિત્યના મંદિરમાં બીજા દેવોની પૂજા અસ્થાને થાય છે, અને આનંદપ્રાપ્તિના નિર્વાણમાં અંતરાયરુપે થઇ પડે છે. અને આ વિષકન્યાની વાત ગમે તેની આકર્ષકને મીઠી લાગે, પણ તેનો સ્પર્શ વિષ પ્રસારવાનો છે. અને એ વિષ રસાસ્વાદ ને રસદષ્ટિબનેને નિશ્ચેતન કરે છે.

---

१ प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् । तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥

કોઇ પણ પ્રાણીનો ઘાત ન કરવો, પારકું ધન હરણ ન કરવાનો સંયમ રાખવો, સત્ય બોલવું, યોગ્ય અવસરે યથાશક્તિ દાન કરવું, પારકી સ્ત્રીઓ વીશે વાતચીત ન કરવી, તૃષ્ણારુપી પ્રવાહને રોકવો, વડીલો પ્રત્યે વિનય દર્શાવવો, પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપા રાખવી,–આ બધાં જ શ્રેયપ્રાપ્તિનાં સાધનો સર્વ શાસ્ત્રોમાં જણાવેલાં છે, અને જે ધારેલું ફળ આપ્યા વિના રહેતાં નથી. —ભર્તૃહરિ: નીતિશતક, ૨૬.

ખરું જોતાં જ્યાં જ્યાં સરસતા હોય છે, જ્યાં જ્યાં સરસતાથી પ્રાપ્ત થતો આનંદ ભોગવાય છે ત્યાં ભાવનાત્મક અપૂર્વતાની પૂજા નિર્મલતા ને ઉચ્ચાશયો પોષે છે, ત્યાં ક્ષુદ્રતાનું આકર્ષણ ઘટે છે, ત્યાં દેશકાલનાં દૂષણો અદષ્ટ થાય છે; અને ત્યાંજ માનવતામાં ઇશ્વરી અંશ, સત્યપ્રિયતા, ને ન્યાયી આચાર જડે છે. કલા ને સાહિત્યની સરસતાનો અભ્યાસ એજ દૈવી પદ પામવાનું મોટામાં મોટું સાધન છે.

૬

ટીકાકારને બહાર વળાવી હવે ખરા વિવેચકના લક્ષણો તરફ વળીએ.

ખરા વિવેચકને એક જ ધ્યેય હોઇ શકે–સરસતાનું અન્વેષણ. સરસતા તે શુદ્ધ, ને શાશ્વત; અન્વેપણ તે કોઇ પણ બીજા પ્રકારની મોહિનીથી વશ થયા વિનાનું, કોઇની પણ આજ્ઞાની પરવા કર્યા વિનાનું. જ્ઞાન અને સહાનુભૂતિ વિના આ પરમ ધ્યેય સધાતુ નથી. જેમ જ્ઞાનનો વિસ્તાર થાય, જેમ જુદા જુદા સાહિત્યનાં સ્વરુપ ને પ્રકારનો અભ્યાસ વધે તેમ વિવેચક પોતાના કર્તવ્ય માટે તૈયાર બને છે. એક ભાષાના સાહિત્યજ્ઞાન પરથી વિવેચન કરવું તે ભરતખંડની ભૂગોળ પરથી વિશ્વની રચના કરનાર પુરાણીઓના પ્રયોગ જેવું છે. સંસ્કૃતમાં વિવેચન ઘણું જ નિર્જીવ અને કૃત્રિમ છે કારણ કે સંસ્કૃત વિવેચકોને બીજા સાહિત્ય જોડે પરિચય નહોતો. એરીસ્ટોટલ–ગ્રીક વિવેચકોના શિરોમણી અને યુરોપનાં શિષ્ટાચારી વિવેચનના આદ્ય ગુરુની શક્તિ મર્યાદિત બને છે માત્ર એક જ ખામીથી કે ગ્રીક સાહિત્ય શીવાય તે બીજું ભાગ્યે જ જાણતા નહોતા. ગુજરાતી વિવેચનમાં. રા. રમણભાઇ, રા. નરસિંહરાવભાઇ ને રા. આનંદશંકરભાઇ અગ્રસ્થાન ભોગવે છે કારણ કે ગુજરાતી, અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યનો તેમનો અભ્યાસ ઉંચા પ્રકારનો છે. આ સાથે, યુરોપીય સાહિ-

ત્યેનો અભ્યાસ આપણે ત્યાં થશે ત્યારે જ વધારે વિશાલ દૃષ્ટિનું વિવેચન આપણે ત્યાં શક્ય થશે. અનેક સાહિત્યના સ્વરૂપોના જુદા જુદા પરિચયથી રસિકતા કેળવાય, અને જુદી જુદી ભાવનાઓથી સરજાએલી સરસતામાંથી આનંદ મેળવવાની શક્તિ વધે તો જ સરસતાનું અન્વેષણ સફળ થાય છે.

એ ઉપરાંત વિવેચનનું મૂળ સહાનુભૂતિ છે. જેને સરસતા પારખવી હોય તેણે કૃતિનું હાર્દ સમજવું જોઇએ. જ્યાં સુધી સહાનુભૂતિથી કૃતિનું નિરીક્ષણ થાય નહિ ત્યાં સુધી તેમાં છુપાએલી સરસતા જણાતી નથી; એ સરસતાનો સરજાવનાર કલાકારની રસવૃત્તિનાં લક્ષણ, સ્વભાવ, ને વલણ સમજાતાં નથી; અને, તેની રસિકતા જોડે તાદાત્મ્ય સાધી તેના અંતરનાં ઉંડાણોમાં નજર નાખી શકાતી નથી.

રસાસ્વાદ બરાબર કરવા રસમાં મશગુલ થવું જોઇએ; પળવાર તેની લગની, તેનું દર્દ લાગવું જોઇએ. ભક્ષ્ય પર રીઝ થયા વિના મોંમાં પાણી આવ્યું છે? સંગીતનું દર્દ લાગ્યા વિના કોઇએ સંગીતનો રસ ચાખ્યો છે? તો પછી કૃતિનું—પલવાર પણ—દર્દ લાગ્યા વિના તેનો રસ કેમ ચખાય? કલાકારનું દૃષ્ટિબિંદુ ખોટું હોય, તેની કલા અકારી હોય, તેના સિદ્ધાંતો વર્જ્ય હોય તોપણ તેણે સર્જેલી સરસતાને નીરખવા, તેમાં આનંદ લેવા તેની રસવૃત્તિની જાદુઇ અસર પોતાના પર વિવેચકે થોડીવાર પણ થવા દેવી જોઇએ; અને તેણે સર્જેલા પ્રવાહમાં પોતાની રસિકતાને તણાવા દેવી જોઇએ.

કલાકારની રસવૃત્તિ જોડે તાદાત્મ્ય સાધવાથી જ તેની સરસતા ખરે સ્વરૂપે જણાય છે. આ તાદાત્મ્ય સાધવું તે અભ્યાસ, મહેનત અને ઔદાર્યનું કામ છે. કલાકારની રસવૃત્તિ કયા બળોથી, કઇ પરિસ્થિતિમાં, કયા સંયોગમાં કયા સાધનો વડે કેળવાઇ અને વિકસી

એ અભ્યાસ કૈ થોડો નથી; અને એ રસવૃત્તિએ કયા પ્રકારની સર્જક શક્તિ ઉત્પન્ન કરી એ નક્કી કરવામાં પણ મહેનત થોડી નથી. અને પોતાને ન રુચે, પોતાના સિદ્ધાંતો જુદા હોય તોપણ, પલવાર, એ રસવૃત્તિમાં લીન થઇ તેણે સરજાવેલી સરસતા જોવી, પ્રશસવી ને સ્પષ્ટ કરવી એમાં ઔદાર્ય પણ થોડું જોઇતું નથી.

આ બધાં ખરી રસિકતાનાં અંગ છે. "આ રસિકતાનું રહસ્ય જાણનાર વર્ગનું મુખ્ય લક્ષણ વિદ્વત્તા નથી, તેમ કલાત્મક કૃતિઓ રચવાની શક્તિ પણ નથી. પણ આ વર્ગની ખરી ખુબી કલ્પના તથા જીવનનાં વૈવિધ્ય અને સમૃદ્ધિ ભોગવવાની અદ્‌ભુત શક્તિમાં રહેલી દેખાય છે. જેની વૃત્તિઓ જડ હોય છે, જે નિશ્ચલ નિયમોની ધુસરી વહી સતોષ માને, નવા આનદોમાં, નવા પ્રસગોમાં જેની કલ્પના અને આસ્વાદ લેવાની શક્તિ નિર્બલ કે ભીરુ હોય તે આ વર્ગમાં આવી શકે નહીં. તેમજ જેની કલ્પનામાં વાસ્તવિક્તા ન હોય, જેના આનંદમાં શુદ્ધિનો રંગ ન હોય તે કદી આ વર્ગમાં સ્થાન પામતો નથી. પણ જ્યારે જીવનનો ભોક્તા અને પરીક્ષક પેદા થાય છે, જ્યારે એની રસિક્તા શુદ્ધ આદર્શોથી પોપાય અને ઘડાય, જ્યારે સચોટ ને સરસ કૃતિઓનો આસ્વાદ તેની રસવૃત્તિને સતત ઉત્તેજ્યાં કરે ત્યારે તેની તુલનાત્મક શક્તિ ખીલે, અને ત્યારે એણે કરેલુ ફરમાન કલાત્મક કૃતિને વિસ્મૃતિના અંધકારમાં પુરી દે કે શિષ્ટતાના સિહાસન પર બેસાડે." (૧)

૭

જુદા જુદા પ્રકારની સરસતાનું નિરીક્ષણ કરતાં તેથી વર્ણન ને આક્ષેપનની શક્તિ વધે છે. પણ જેમ શિષ્ટ સાહિત્યના અભ્યાસથી

૧. મુનશી. રસદર્શનો—સરસતા પા. ૨૫.

આ શક્તિ વધે છે, તેમ શિષ્ટતાના આદર્શો પર બહુ ભાર મુકવાથી તે ક્ષીણ થાય છે. શિષ્ટ સાહિત્યનાં ધોરણોને કેટલી મહત્તા આપવી, તેમની ક્યારે અવગણના કરવી અને આ ધોરણોને આનંદ-પ્રાપ્તિના મૂલ ઉદ્દેશને તાબે કેમ રાખવાં એ વિવેચનની કલાના મુખ્ય પ્રશ્નો છે. અને તે પ્રશ્નોનો ઇતિહાસ એજ વિવેચનનો ઇતિહાસ છે. સાથે સાથે શિષ્ટાચારી અને આનંદલક્ષી વિવેચનના ભેદો પણ એજ પ્રશ્નો ઉભા કરે છે; અને એ બે વિવેચનના દૃષ્ટિબિંદુથી જેને classic ને romantic સાહિત્ય કહેવાય છે તેવા ભેદ પડે છે.

અસલથી વિવેચનને સાહિત્યનું શાસ્ત્ર ગણવામાં આવ્યું છે અને તેથી જ લાંબા કાળ સુધી વિવેચનનું ખરું ધ્યેય વીસરાઇ ગયું હતું.

એરીસ્ટોટલે ગ્રીક સાહિત્યના અભ્યાસ પરથી આ શાસ્ત્ર રચવાનો પ્રયોગ ઇ. સ. પૂર્વે ૪થા સૈકામાં કર્યો. એની સામે કેટલાક પ્રકારના—ખાસ કરી ભાષણ, ટ્રેજેડી, (કરુણપરિણામક નાટક) ને મહાકાવ્યના—અપૂર્વ ગ્રીક નમુના હતા. આ એક દેશના સાહિત્યની અપૂર્વ છતાં પ્રકારવૈવિધ્ય વિનાની કૃતિઓ પરથી એણે ધોરણો રચ્યાં.

ગ્રીક સાહિત્યમાં ભાષણો પ્રધાનપદે હતાં, અને બધા સાહિત્યનો ઉદ્દેશ, ઘણે ભાગે ભાષણો સમૃદ્ધ કરવાનો હતો. આથી આ ધોરણોમાં સચોટતાને અગ્રસ્થાન મળ્યું.

ગ્રીકોને અસ્પષ્ટ કે અતિશયોક્તિભર્યું કૈં રુચતું નહીં. તેમના સ્વભાવને અદ્‌ભુત રસ આકર્ષતો નહી. તેમની કલ્પના જોએલું ને સાંભળેલું સરસ રીતે સજીવન કરવામાં જ રોકાઇ રહેતી. આ કારણોથી એમની કલ્પનામાં સંયમ હતો, અને તે સંયમ સાહિત્યનું એક ધોરણ થયું. એ સયમે કાવ્યને પ્રકૃતિની વાસ્તવિક નકલનું સ્વરુપ આપ્યું.

જે સાહિત્ય હતું તેના સ્વરુપ અને પ્રકારનાં ચોકઠાં એરીસ્ટોટલે સરજાવ્યાં; અને રસવૃત્તિ માટે શિષ્ટાચાર નક્કી કર્યો. ગ્રીસની પડતી દશામાં જે વિવેચકો થયા તે આ ચોકઠા ને શિષ્ટાચારને શાશ્વત નિયમો માની, એને અનુસરે તેજ શિષ્ટ સાહિત્ય એમ માની બેઠા. અને પરિણામે શિષ્ટાચારી વિવેચન ( classicism ) જન્મ્યું. અને જે શિષ્ટાચારી સાહિત્ય હોય તેનેજ classical (શિષ્ટ) કહેવાવાનો અધિકાર મળ્યો. આ શિષ્ટાચારી વિવેચકો એરીસ્ટોટલના શાસ્ત્રથી એવા મુગ્ધ થઇ ગયા કે સરસતાનું ધ્યેય આનંદ પ્રાપ્તિ છે ને એરીસ્ટોટલના ચોકઠામાં ગોઠવાવાનું નથી એનું કોઇને ભાન રહ્યું નહીં.

લેટીન સાહિત્યકોને ગ્રીક સાહિત્યે બધી પ્રેરણા આપી. અને શિષ્ટાચારી સાહિત્ય એજ સરસ સાહિત્ય એમ સર્વમાન્ય થયું. દૃષ્ટિના આ ભયકર પરિવર્તને વિવેચનને જડ કર્યું. અને વિવેચકો સાહિત્યના પ્રકાર ને ઉપપ્રકાર, અને અલંકારનાં સ્વરુપ ને શુદ્ધિ નક્કી કરવામાંજ સાર્થકતા માનવા લાગ્યા.

લોંગીનસે ( ઇ. સ. ૩ જા સૈકામાં ) આ પદ્ધતિમાંથી બચવાનો પ્રયત્ન કર્યો. અને આનંદ (transport) તેજ સાહિત્યનુ ધ્યેય છે એમ શીખવ્યુ.[૧] એ પ્રયત્ન નિષ્ફળ ગયો. અને વિવેચને સાહિત્યને શિષ્ટાચારમાંજ જકડી રાખ્યું.

પણ મધ્યકાલના યુરોપના ઘણા દેશોમાં ગ્રીક શિષ્ટાચારની અસર નહોતી. ત્યાં Romance—અદ્ભુત કાવ્ય ને કથા—પ્રગટયાં. અજ્ઞાન, વહેમ, અનિયન્ત્રિત કલ્પનાવિહાર ને શિષ્ટાચારના અભાવે સાહિત્યનાં સ્વરુપો ને પ્રકાર નક્કી કર્યા. તેમનાં સ્વરુપ અણઘડેલા હતા; તેમાં કલ્પનાનો સ્વચ્છંદ હતો; તેમાં સમય ને સ્થલની એકતા નહોતી; તેમાં

૧ Longinus on the Sublime.

કોઇ પણ રસ આવી શકતો;– માત્ર તેમાં સરસતા હતી એટલોજ ગુણ હતો. તેમાં પહેલી વાર પ્રેમને નિરંકુશ સ્થાન અપાયું. આમ શિષ્ટાચારથી પર એવા સાહિત્યમાં કલાનું મુખ્ય ધ્યેય સધાયું અને નવાં બળો ઉભાં થયાં.

પછી ખ્રીસ્તી ધર્મગુરુઓના હાથમાં સાહિત્યની સત્તા ગઇ અને તેમણે ગ્રીક શિષ્ટાચાર જોડે વિવકન્યાને સુલભ એવાં ધર્મનાં ધોરણો જોડી નાંખ્યા.

યુરોપીય પુનર્ઘટના રેનાંસાં ( Renaissance ) નું બળ ઇ. સ. ૧૪–૧૫મી સદીમાં પ્રગટ્યું. ધાર્મિક ધોરણો છોડી વિવેચકો શિષ્ટાચારી નહીં પણ શિષ્ટાચાર જેમાંથી પ્રગટ્યો એવી કલાને સાહિત્ય –ફીડીયાસનું શિલ્પ ને વર્જીલ અને હોમરની કવિતા તરફ વળ્યા. ગ્રીક અપૂર્વતા યુરોપને મુગ્ધ કરી રહી અને સરસતાનાં શાશ્વત ધોરણ તરફ આકર્ષી રહી. પ્રાચીન સ્વામીઓના અનુકરણથી સ્વાભાવિક, અનિયંત્રિત સરસતાનું દર્શન થવા લાગ્યું. અને સાહિત્ય શિષ્ટાચારીને બદલે આનંદ-લક્ષી થવા લાગ્યું.

પણ એરીસ્ટોટલના શિષ્ટાચારની સત્તા યુરોપીય સાહિત્યકો પરથી ખસી નહીં. ડગલે ડગલે આનંદલક્ષી સાહિત્યની અવગણના થવા લાગી.

પણ ૧૮ મી સદીમાં સુવિખ્યાત ' એન્સાઇક્લોપીડીસ્ટ ' ડીડેરોએ આનંદપ્રાપ્તિનો મંત્ર જપી, શિષ્ટાચારી વિવેચન સામે બળવો કર્યો. ફ્રેંચ ઉત્ક્રાંતિના ત્રણ વિશ્વકર્માઓ, અર્વાચીનતાના આદ્ય મંત્રદ્રષ્ટા–વોલ્ટેર, રુસો ને ડીડેરો–માંના આ એકે લોંગીનસનું ભુલાએલું ધોરણ, આનંદપ્રાપ્તિ, ફરીથી રજુ કર્યું.

ઇ. સ. ૧૭૮૯માં ફ્રેંચ વિપ્લવ થયો. માનવજાતિનાં બંધનો તુટવા શરુ થયાં અને સાથે શિષ્ટાચારી વિવેચનની શૃંખલા પણ યુરોપમાં

ત્રુટી. વિપ્લવનું અનેકરંગી આકર્ષણ, નેપોલીઅનનાં અદ્ભૂત પરાક્રમો ને તેથીએ અદ્ભુત વ્યક્તિત્વે યુરોપની કલ્પનાને દરેક સ્વરૂપે, દરેક રીતે ઉત્તેજી; અને સરસતા સર્જાવવાની પ્રેરણા આપી. બાઇરન ને શેલી એ ઇંગ્લાંડમાં, શીલરે જર્મનીમાં શિષ્ટાચારી વિવેચનનો પડકાર કરી રસનું દર્શન ને સર્જન કર્યું.

ઇ. સ. ૧૮૩૦માં વીકટર હ્યુગોનો હરનાનીનો ખેલ પડ્યો. આનન્દલક્ષી સાહિત્યકો (Romantists) વિજયદુંદુભિ ગગડાવી રહ્યા.[૧] ગોતીએર ને સ્ટેંધાલ, મેરીમી, સેંડ ને મુસે–બધા–રસસતાના સર્જનમાં મસ્ત બન્યા. સ્ટેંધાલ ને સેંટ વિવેચનને શિષ્ટાચારમાંથી છુટું કર્યું. એરીસ્ટોટલના પંજામાથી યુરોપીય વિવેચન છુટયું; ને સાહિત્યનું ધ્યેય આનંદપ્રાપ્તિ લેખાવા લાગ્યું. વીકટર હ્યુગોએ અર્વાચીન વિવેચનનો મહામંત્ર ઉચ્ચાર્યો: "કૃતિ સારી છે કે ખોટી છે–એજ માત્ર વિવેચનનો વિષય."

સેંટ્સબરી કહે છે: "આ વાક્ય શકવર્તી છે. વિવેચનના સાહિત્યનો આ મહામંત્ર છે. કોઇ પ્રાચીન તેને ઉચ્ચારી શક્યો નહોતો. પ્રેટ્રીઝીએ તે અજાણ્યે ઉચ્ચાર્યું હતું. જર્મન અને અંગ્રેજી આનન્દલક્ષી વિવેચકો આ સૂત્રની આસપાસ ભમ્યા હતા. તેમણે તે સૂચવ્યું હતું, તેને માટે અથવા તેના જેવા સૂત્ર માટે જવાબદાર થયા હતા. પણ સાહિત્યના અધિકાર પત્ર તરીકે તેને કોઇએ ઉચ્ચાર્યું નહોતુ. હ્યુગો એનાથી ડરીને અથવા એનાથી અડધો અજાણ્યો હોય તેમ એને છોડી દેતો નથી. ફરી ફરીને તે ઉચ્ચારે છે, દરેક વખતે નવ-શિષ્ટાચારીઓને ઘા કરવા માટે. સાધનો શાં વાપર્યાં તેની ફીકર નહીં; કેમ વાપર્યાં તેટલું જ પુછો. કાવ્યમાં સારી ને નરસી વસ્તુ હોતી જ નથી; સારા ને ખોટા કવિઓ જ હોય છે. દરેક વસ્તુ સાહિત્યનો વિષય થઇ શકે છે. કવિતાના પ્રદેશમાં દરેકને મત આપવાનો અધિકાર છે. કલાકારે કેવું

૧ See Gautier's History of Romanticism.

કામ કર્યું છે તે જુઓ, કેમ કર્યું છે તે નહિ. કલાકારના મોંમાં ડુચો દેવાની, તેમ આંગળીએ દોરવાની કે હાથકડી કરવાની જરૂર નથી; એ જોઇએ ત્યાં જઇ શકે છે, જોઇએ તે માની શકે છે, જોઇએ તે કરી શકે છે. સ્વરૂપ, કથા, સ્થલ, કાલ, રીત આ બધાં એની સ્વેચ્છા પર રહે છે."[૧]

કલાકારનો રસદર્શન અને રસસર્જનનો, વિવેચકનો આનંદલક્ષી થવાનો. અને રસિકજનનો રસાસ્વાદ લેવાનો અધિકાર આમ ઇતિહાસમાં પહેલી વખત બહાર પડે છે.આમ Classicism–શિષ્ટાચારી વિવેચન અને Romanticism–આનંદલક્ષી વિવેચનના ભેદો સ્પષ્ટ થયા.

યુરોપીય શિષ્ટાચારી વિવેચનના સિદ્ધાંતોનો સાર નીચે પ્રમાણે આપી શકાયઃ—

"કાવ્યના ઉંચા અને વધારે સૂક્ષ્મ પ્રશ્નોનો એરીસ્ટોટલ મહા ગુરુ છે; પણ એરીસ્ટોટલનો અર્થ હંમેશાં સ્વયપ્રકાશી ન હોવાથી તેમાં પૂર્તિની જરૂર પડે છે.

કવિતા એ પ્રકૃતિની નકલ છે. પણ આ નકલ પ્રકૃતિ જેવી છે. તેનું અનુકરણ કરવાથી અથવા પ્રકૃતિ અને સામાન્ય બુદ્ધિના નિયમો પ્રમાણે ચાલતી વસ્તુ કલ્પવાથી થઇ શકે છે.

કવિ નુકશાનકર્તા નથી, પણ ઉપયોગી છે. પણ તેણે આનંદ આપવો જોઇએ એટલું જ નહિ, પણ તેણે ઉપદેશ કરવો જોઇએ.

કાવ્યના પ્રકારો માત્ર કવિઓની પદ્ધતિનું વર્ગીકરણ નથી પણ શિષ્ટાચાર પ્રમાણે બનાવેલી વ્યાખ્યા છે. તેમાંથી કાવ્યો સ્વતંત્ર રીતે સરજાવી શકાય છે. આ વ્યાખ્યા પ્રમાણે જ કવિતા સરજાવવી જોઇએ.

૧ Saintsbury: History of Criticism Vol 111

કરુણપરિણામક નાટકના સામાન્ય નિયમો એરીસ્ટોટલે આપ્યા છે, પણ તે ઉપરાંત સમય, સ્થળ અને વ્યાપાર ત્રણેની એકતા સચવાવી જોઇએ. આવું નાટક પદ્યમાં જ લખાય, અને પદ્ય જો કે કવિતાનું સ્વરૂપ નથી છતાં આ પ્રકારનાં નાટકથી પદ્ય અવિયોજ્ય છે.

હાસ્યરસપ્રધાન નાટકમાં ગદ્ય ચાલી શકે. જુનાં મહાકાવ્યોના નિયમોમાં કૈંક ફેરફાર થઇ શકે અને નવું મહાકાવ્ય કે વીરકાવ્ય લખી શકાય. એકતા તો આ પ્રકારને પણ જોઇએ. અને અદ્ભુત રસથી પૂર્ણ એવી કથાના જેવો સ્વચ્છંદ મહાકાવ્યને નહીં પરવડે. આ શીવાય બીજા બધા પ્રકારનાં કાવ્યો હલકાં છે.

આ બધા નિયમો અમલમાં લાવવા કવિએ આદિ, અંત અને મધ્યમાં પ્રાચીનોનો શિષ્ટાચારજ જોવો. પ્રાચીન એટલે વર્જીલ, બહુ તો હોમર.

પણ સમગ્ર રીતે જોતાં પ્રાચીનોએ દરેક સ્વરૂપ ને પ્રકાર આગળ ધડી રાખ્યો છે અને દરેક પ્રકાર એવી રીતે ઘડયો છે કે તેમનું અનુકરણ કરવું તેજ વિજય મેળવવાનો રસ્તો છે."

આ ઉપરથી 'classicism' નો અર્થ સ્પષ્ટ થશે. હવે આનન્દલક્ષી વિવેચનના સિદ્ધાંતોના સાર તરફ જોતાં ભેદ સ્પષ્ટ થાય છે.

"સાહિત્યના દરેક યુગનો અભ્યાસ વિવેચકે કરવો જોઇએ. ને દરેકમાંથી તેને કૈં શીખવાનું મળવાનું. 'ગોથિક' અજ્ઞાન–મધ્યકાલનું અસંસ્કારી અજ્ઞાન–એ શબ્દ જે અજ્ઞાન પર રચાયો છે, અને અયુક્ત છે.

સાહિત્યનો એક યુગ બીજાને માટે ધોરણ બાંધી શકે નહીં. દરેક યુગને પોતાના નિયમો હોય અને જો સર્વોપરી સામાન્ય નિયમો

નક્કી કરવા હોય તો દરેક યુગના દરેક નિયમો તેમાં સમાઇ શકે એવા નિયમો ઘડવા જોઇએ.

જરૂર વગર નિયમો વધારવા નહીં. અને જે નિયમો સ્વીકારવા જોઇએ તે સારા પદ્ય અને ગદ્યલેખકોની સર્જનપદ્ધતિ પરથી લેવા જોઇએ. પણ એ પદ્ધતિ પર નિયમો ઠોકી બેસાડવા જોઇએ નહીં.

એકતા હમેશા એક જ પ્રકારની હોઇ શકતી નથી, પણ સાહિત્યના સ્વરૂપ પ્રમાણે બદલાય છે. કોઇક વખત એક પ્રકારની સાહિત્યની કૃતિઓમાં પણ જુદા જુદા પ્રકારની એકતા હોય છે.

સાહિત્યના પ્રકારોના નિશ્ચેતન વિભાગો પાડવા ન જોઇએ. પ્રકારમાં પણ ઉપપ્રકારો હમેશાં થઇ શકે છે.

સાહિત્યની કીંમત પરિણામ પરથી જ કરવી જોઇએ. જો સાહિત્ય પરિણામે સારું હોય તો પદ્ધતિ સારી નથી એમ માનવું નહીં.

સાહિત્યનું ધ્યેય આનંદ છે; એનો આત્મા કલ્પના છે; એનો દેહ શૈલી છે.

માણસને જેમાં રસ પડે તેનો જ રસાસ્વાદ કરવાનો તેને અધિકાર છે. એને રસ પડ્યો એ જ એના વિવેચનનું મૂલ ધોરણ છે.

વિષય ઉપર કશો આધાર રહેતો નથી. બધો આધાર વિષયમાં રસની જમાવટ કેવી છે તે ઉપર રહે છે.

સરસ પદ્ય કે ગદ્યના સ્રષ્ટાએ ભલા માણસ થવું એ જરૂરનું નથી; એ ભલો માણસ ન હોય તો એ દયાને પાત્ર છે એટલું જ.

સાહિત્ય પર નીતિના નિયમોનું સામ્રાજ્ય નથી, સુરુચિનું છે.

ડહાપણ એ સારી વસ્તુ છે, પણ તેના પર ઘણી વખત જોઇએ તેના કરતાં વધારે ધ્યાન અપાય છે. ડહાપણ જેમાં ન હોય એ વસ્તુ સરસ ન જ હોય એમ માનવાને કારણ નથી.

દરેક કલામાં રહેલો રસ બીજામાં લઇ શકાય. કાવ્યમાં સંગીત કરતાં વધારે નાદમાધુર્ય, ચિત્રકલા કરતાં વધારે રંગવૈવિધ્ય આવી શકે.

વિવેચકનું પ્રથમ લક્ષણ સરસતાના સંસ્કાર અંતરમાં ઉતારવાની શક્તિ છે. બીજું લક્ષણ તે સંસ્કારોને વ્યક્ત કરવાની શક્તિ છે.

સરસતા કદી રાક્ષસી થઇ શકે નહિ. સરસતા એ જ કૃતિને સફલ કરે છે, અને નિયમમાં આણે છે."[1]

૮

'Classical' અને 'Romantic' આ બે શબ્દોમાં રહેલી ભાવનાનો જો ખરી રીતે વિચાર કરીએ તો જે સાહિત્ય એરીસ્ટોટલનાં ધોરણોથી ઘડાયું ન હોય તેને Classical–ખરા અર્થમાં–કહેવાય જ નહિ. છતાં આપણા સાહિત્યમાં એ ભેદ ઉભો કરવાના પ્રયત્નો થયા છે.

આ ધોરણે પાડેલા સાહિત્યના વિભાગોને સ્વ. કાન્ત સ્વસ્થ ને મસ્ત કહે છે; રા. આનંદશંકરભાઇ સસ્કારી સંયમવાળું ને જીવનના ઉલ્લાસવાળું સાહિત્ય કહે છે, રા. વિજયરાય રૂપપ્રધાન અને રંગપ્રધાન કહે છે. સબહુમાન, મને કહેવું પડે છે આ શબ્દો વડે

૧ આ સિદ્ધાંતોની તારવણી સેંટસબરીનાં વિવેચનના ઇતિહાસમાં આપેલા સાર ઉપરથી લીધી છે. સ્પષ્ટ રીતે સમન્વય તે માટે તરજુમો કરવાને બદલે ઉપયોગી નીવડે એવો મારી જ ભાષામાં અનુવાદ આપ્યો છે.

આપણા સાહિત્યના વિભાગો કરી શકાય નહીં; તેને યુરોપીય સાહિત્યના વિશિષ્ટ શબ્દો 'Classical' ને 'Romantic' વડે દર્શાવી શકાય નહિ.

પરાપૂર્વથી આપણો સ્વભાવ સ્વચ્છંદી, વહેમી, કલ્પનામાં વિહાર કરનારો, અદ્દ્ભુત રસનો રસીયો છે. આપણા દેવો ગ્રીક દેવો જેવા માનુષી નથી; આપણાં મહાકાવ્યો હોમરના જેવાં સંયમી નથી. આપણે ત્યાં અતિશયોક્તિની સુગ કોઇને હોય એવું દેખાતું નથી; અલંકારનો અભાવ કોઇને રુચ્યો નથી. એટલે ગ્રીક ધોરણો અહીંઆં થયાં નથી એટલુ જ નહીં પણ તે સ્વીકાર્ય થાય એવી સ્થિતિ કોઇ દિવસ હતી નહીં. આપણા પ્રાચીનોમાં અપૂર્વ ને સયમી એવા કાલિદાસના કુમારસંભવ ને મેઘદૂતમાં કલ્પનાવિહાર અને અલંકાર-સમૃદ્ધિ મોટા–Romantist–આનંદલક્ષી સાહિત્યકને શરમાવે એવાં છે. આપણું બધું જ સાહિત્ય આમ એરીસ્ટોટલના ધોરણોથી વિરૂદ્ધ છે. મમ્મટ કાવ્યને '**नियतिकृत नियम रहिता**' કહી યુરોપીય શિષ્ટાચારનો પાયો જ ખોદી નાખે છે.

એકજ વિશિષ્ટતા યુરોપીય અને હીંદી શિષ્ટાચારી સંપ્રદાયમાં સામાન્ય છે; અને તે સાહિત્ય ને અલંકારના પ્રકાર ને ઉપ–પ્રકારનાં ચોકઠાં કરવાની. અલંકારશાસ્ત્રીએ આપેલી કાવ્યની વ્યાખ્યામાં રસને પ્રાધાન્ય મળે છે ખરુ. પણ સાહિત્યની આંકણીમાં તો રસના પણ આઠ ભાગ કરી નિશ્ચેતન ધોરણ કરી નાખવામાં આવે છે. આ સપ્ર-દાય હીંદમાં દંડી અને વામનની પૂર્વે બહુ લાંબો વખત થયાં પ્રગટ્યો હોય એમ માનવાને કૈ સાધન નથી. આશરે ચોથીથી દશમી સદી સુધી વિવેચનનો આ સંપ્રદાય ફુલ્યો અને ફાલ્યો, અને વિવેચન એટલે પ્રકાર ને અલકારભેદનું શાસ્ત્ર એ માન્યતાથી પર કોઇ ગયું નહીં.

અને પંડિતોના હાથમાં જ સાહિત્યની કીમત કરવાની હોવાથી આ સંપ્રદાયની પ્રણાલિકા એવી કૃત્રિમ ને જડ થઇ કે સાહિત્યે, આનંદપ્રાપ્તિ અને કાલિદાસાદિ પ્રાચીનોનો શિષ્ટાચાર બન્ને છોડી, માત્ર અલંકારથી લાદેલા ઉંટની માફક શુષ્કતાના રણમાં પ્રયાણ કર્યાં જ કર્યું.

મધ્યકાલમાં માત્ર બેજ પ્રકારનું સાહિત્ય રચાયું છેઃ એક પૌરાણિક શિષ્ટાચાર પ્રમાણે ચાલતું સાહિત્ય; બીજું અદ્ભૂત રસથી પૂર્ણ લોકકથાનું સાહિત્ય. પહેલું પુરાણીઓએ રચ્યું. પણ પ્રેમાનંદ અને વલ્લભ જેવા પણ પુરાણોમાં પણ અદ્ભુત રસ ઓછો લાગવાથી પૌરાણિક શિષ્ટાચાર છોડી વધારે અને વધારે આનંદલક્ષી કૃતિઓ કરવા લાગ્યા. લોકકથામા તો સંસ્કૃત અને જૈન કવિઓએ પહેલેથી અદ્ભુત રસ પુર્યો જ હતો. સામળભટ જેવાએ તે કથાઓમાંથી પણ ધર્મની દૃષ્ટિ કાઢી નાખી તેમને કેવળ આનંદલક્ષી બનાવી.

જ્યારે અર્વાચીન કાળ આવ્યો ત્યારે સંસ્કૃત સાહિત્યના રસદર્શન ને રસસર્જનના આદર્શો સાહિત્યમાં ઉતરવા માંડ્યા એટલે સંસ્કૃત સાહિત્યનો એક શિષ્ટાચાર પેદા થયો. બીજી પદ્ધતિએ મધ્યકાલીન સાહિત્યનો શિષ્ટાચાર લીધો. અને ત્રીજી પદ્ધતિ અંગ્રેજી સાહિત્યમાં સત્તા ભોગવતા આનંદલક્ષી સાહિત્યકોની અસરથી ઉભી થઇ. મનસુખરામના લેખોમાં, મણિલાલનાં નાટકોમાં, ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'માં, સંસ્કૃત શિષ્ટાચાર ક્ષણે ક્ષણે વધારે ઘસાતો, દેખા દે છે. દલપતરામ સાથે મધ્યકાલનો શિષ્ટાચાર અદૃષ્ટ થાય છે. નર્મદથી આનંદલક્ષી રસસર્જન શરુ થયું તે ઉત્તરોત્તર વૈવિધ્ય ને સમૃદ્ધિ પામતુ રા. નરસિંહરાવ, કલાપી, કાંત અને રા. નાનાલાલમાં ઉતરી આવે છે.

પણ આપણું રસસર્જન જેવું આનંદલક્ષી હતું અને થતું જાય છે તેવી વિવેચન પદ્ધતિ નહોતી, તેમ જ થતી પણ નથી. પુરાણી અલંકાર પદ્ધતિનો મોહ હજી છેક ગયો નથી. અને આનંદલક્ષી વિવેચનના ક્ષેત્રમાં–કેટલાક મોટા વિવેચકો થયા છે છતાં–સંતોષકારક પ્રગતિ થઇ નથી. હમણાં કોઇ કોઇ વિવેચકો શુદ્ધ, આનંદલક્ષી વિવેચનનો સંપ્રદાય, જાણ્યે અજાણ્યે, સ્થાપવા મથે છે ખરા; પણ એક બે અપવાદ શીવાય સ્વાતંત્ર્યનો વિજયધ્વજ ખુલ્લી રીતે ફરકાવતાં ખચાય છે; અને નવાં ધોરણો સરજાવવાના મોહમાં ખરી સરસતાનું અન્વેષણ અને પારખ કરવાનું મુલતવી રાખે છે. ઘણા વિવેચકો આનંદલક્ષી વિવેચન કરવાનું શરુ કરી, પછી કોઇક વિષકન્યાના મોહમાં સરસતાથી વિમુખ થઇ બેસે છે.

૯

સાહિત્યમાં રહેલી આનંદવાહી સરસતાનું અન્વેષણ અને પારખ એ વિવેચન. અને જેટલી રીતે અન્વેષણ અને પારખ થઇ શકે તેટલી રીતે વિવેચન કરી શકાય. શિષ્ટાચારી વિવેચનની પદ્ધતિ ઘણી જ સહેલી હતી. કયા પ્રકારની કૃતિ છે? એરીસ્ટોટલ, દંડી, મમ્મટ શું શું કહે છે? કયો રસ છે? રસની વ્યાખ્યા જુઓ. કેવો નાયક છે? કેવી નાયિકા છે? કયા અલંકાર છે? આ પ્રમાણે કૃતિને જુદી પાડી, તેના પર ચીઠ્ઠી ચોઢી, યોગ્ય ખાનામાં મુકી દીધી એટલે વિવેચન પૂરું થયું.

આનંદલક્ષી વિવેચનનો એક પ્રકાર ઉત્ક્રાંતિવાદી વિવેચન છે. એની રીત પ્રમાણે વિવેચકનું પહેલું કર્તવ્ય તો કૃતિના સ્વરુપનો ઇતિહાસ અને ઉત્ક્રાંતિ નોંધવાનું છે. નાટક પર વિવેચન હોય તો તેનું સંસ્કૃત સ્વરૂપ, ગુજરાતી સ્વરૂપ, અંગ્રેજી સ્વરૂપ એ ત્રણનો વિકાસ

નોંધવો પડે, અને એ એકાકાર કેમ થયાં અને પ્રસ્તુત નાટકના સ્વરુપમાં એ ત્રણે કેમ પરિણામ પામ્યાં એ પહેલાં જોવું પડે. સાઇમન્સે વિવેચનની વ્યાખ્યા આપી હતી કે 'દિશાની પરવા વિનાનાં બળોની આંકણી તે વિવેચન.' આ વ્યાખ્યા બ્રુન્ટીએર જેવા વિવેચકોએ ખોટી પાડી છે; અને, સ્વરૂપની ઉત્ક્રાંતિના અભ્યાસથી બળની દિશા પરખાય છે, એ વિવેચનનો એક સિદ્ધાંત થઇ ગયો છે. જ્યાં સુધી કૃતિના સ્વરૂપનો વિકાસ સમજાય નહીં, ત્યાં સુધી સ્વરૂપ અને તેની સરસતા વચ્ચે રહેલો નિકટ સંબધ સમજાય નહીં.

બીજો વિકાસક્રમ વિવેચકે નોંધવો જોઇએ તે જે ભાષામાં કૃતિ હોય તેના સાહિત્યનો. સાહિત્ય યુગે યુગને જોડતી સજીવ સાંકળ કેવી છે અને એમાં કૃતિનુ શું સ્થાન છે એ નક્કી કરવાથી જ કયાં કયાં બળોની કલાકાર પર અસર થઇ તે સમજાય છે. આથી સરસતાની પારખ સહેલી થઇ પડે છે. ઘણીવાર રા. નરસિંહરાવમાં આ વિવેચનની છાયા દેખાય છે.

કેટલાક અર્વાચીન વિવેચકો ઉત્ક્રાતિવાદને મહત્તા આપે છે. સરસતાનું સર્જન સ્થાનિક પરિસ્થિતિ ને જનસમૂહની પેઢીઘર ઉતરી આવેલી વૃત્તિ પર આધાર રાખે છે—આ માન્યતા કલાકારની સ્વતંત્ર સર્જકતા સ્વીકારતી નથી. ટેઇને આ મત એના તેજસ્વી 'અંગ્રેજી સાહિત્યના ઇતિહાસ'મા સ્વીકાર્યો છે, પણ એના પછી કોઇ વિવેચકે એ મતને શુદ્ધ સ્વરૂપે સ્વીકારવાની હીમત કરી નથી.

આનદલક્ષી વિવેચનો એક પ્રકાર તત્ત્વદર્શી વિવેચન છે. સરસતા શુ છે તે તત્ત્વજ્ઞાનની મદદ વડે તે નક્કી કરે છે અને પછી તેવી સરસતા કૃતિમા છે કે નહીં, તેનો નિર્ણય કરે છે. પ્લેટો માનતો કે સરસતા શાશ્વત ને સંપૂર્ણ—પરબ્રહ્મ જેવી—બધાથી નીરાળી છતા

બધામાં પ્રસરેલી છે; અને તેનું દર્શન સરસ સાહિત્યમાં થવું જોઇએ. બર્કે 'ભવ્ય ને સરસ' ઉપર નિબંધ લખ્યો છે. કેન્ટે સરસતાનાં તત્ત્વોનું સર્વગ્રાહી અન્વેષણ કર્યું છે. આ પદ્ધતિ શિષ્ટાચારી વિવેચન જેવી જ કૃત્રિમ છે. અને ઉપયોગમાં આણતાં અસંતોષકારક પરિણામ આવે છે. સરસતા કોને કહેવી ? આનંદપ્રાપ્તિથી સ્વતંત્ર રીતે અપૂર્વતાનાં લક્ષણો કયાં છે તે કેમ કહી શકાય ?

આનંદલક્ષી વિવેચનનો મુખ્ય પ્રકાર રસદર્શી વિવેચન છે.

અંગ્રેજી વિવેચક હેઝલીટની વિવેચકની વ્યાખ્યામાં આ દૃષ્ટિબિંદુ સમાયું છે. "ખરા વિવેચનમાં કૃતિનાં રંગ, છાયા ને તેજ, આત્મા ને શરીર પ્રતિબિંબિત થવાં જોઇએ." એટલે સરસતાની પારખ કરવા તે કઇ સામગ્રી વડે ઉદ્ભવી, તેને કેવી રસવૃત્તિએ સર્જાવી, તેને સરજનારની રસિકતા કેવી હતી, તે રસવૃત્તિ કેવા વ્યક્તિત્વમાંથી પ્રગટી અને તે વ્યક્તિત્વ કેવા સંયોગોમાં ઘડાયું તે બધાને શોધી, સરસતાના સર્જનની ક્રિયા સર્જકના દૃષ્ટિબિંદુથી વર્ણવવી જોઇએ. આમ કલાકારના દૃષ્ટિબિંદુથી તેની કૃતિની સરસતાનો નિર્ણય કરવા આનંદલક્ષી વિવેચકો બેઠા. આ બધામાં સેંટ બવ મોટામા મોટો વિવેચક છે. એના મત પ્રમાણે વિવેચન એટલે રસવૃત્તિના વિકાસનો ઇતિહાસ; કલાકારના મગજને જીવંત વ્યક્તિ ગણી તેનું, જાનવરશાસ્ત્રના જેવું વિકાસશાસ્ત્ર રચવું તે ( Natural history of minds ).

સેંટ બવની વિવેચન પદ્ધતિ વીશે એક સુવિખ્યાત લેખક કહે છેઃ 'વિવેચનનો જુનો સંપ્રદાય પુસ્તકને સંપૂર્ણ કૃતિ માનતો; અને જેવી છે તેવીનું જ તે નિર્ણય કરતો. સેંટ બવે જોયું કે પુસ્તક સમજવા માટે પુસ્તકની સર્જનક્રિયા, એનું મૂલ ને એના વિકાસનો

અભ્યાસ કરવો જોઇએ. છાપેલા પાના પાછળ રહેલો લેખીનીવાળો હાથ, તે હાથ જેનું અંગ છે તે શરીર, તે શરીરની ઉમર ને ટેવો,– એક શબ્દમાં કહીએ તો–જેનો (જેની રસવૃત્તિનો) વ્યાપાર એક કાવ્યમાં, કથામાં કે નાટકમાં મઢાયો છે, ચીત્રાયો છે તે માનવને, પોતે જેવો તે વિચરતો હતો, છવી ગયો હતો તેવો, જોવો તે તેનું ધ્યેય હતું. માનવના અંતરાત્મામા આમ જોવા માટે તેનું આંતરવ્યક્તિત્વ, તેમજ શારીરિક ને નૈતિક વ્યક્તિત્વ જાણવું જોઇએ. અને તેની સામાજિક પરિસ્થિતિ, તેનું કુટુંબ, તેનો વર્ગ, તેના યુગનાં જીવનનાં દૃષ્ટિબિંદુઓ જે એણે સ્વીકાર્યાં હોય તે બધાં જોવા જોઇએ."[1]

આમ ૪૦ મોટા પુસ્તકોમા કલા ને સાહિત્યનું વિવેચન કરવામાં સેંટ બવે જીવન વીતાવ્યું. ટુંકામાં તે શેક્સપીઅરના શબ્દોમાં 'હઝાર આત્માવાળો માનવ' બન્યો. અને એના વડે વિવેચન રસસર્જન બન્યું, રસદર્શન આંખ આગળ ખડું થયું, ને નિબંધો કાવ્ય થઇ રહ્યા. ગુજરાતમાં આ વિવેચન ક્યારે સંચરશે? કોઇ ભાવિ વિવેચક, વિષકન્યાઓના મોહપાશમાથી છુટી, આવું રસદર્શન કરાવશે તો રા. નાનાલાલના વિવેચનમા એનાં કૈંક બીજ જડશે.

આનંદલક્ષી વિવેચનનો એક અપૂર્વ પ્રકાર તે સંસ્કારાત્મક વિવેચન (Impressionalism). આ વિવેચન કરતી વખતે વિવેચક શાસ્ત્રકાર કે સરખામણી કરનાર. ઉત્ક્રાંતિવાદી કે રસદર્શી થતો નથી. તે કલાકારની માફક કૃતિનો રસીયો થઇ બેસે છે. તેનાં ભાવ ને ઊર્મિને પલવાર પોતાના કરી તેની જોડે તાદાત્મ્ય સાધે છે–તેને ધ્યેય ગણી સમાધિની અવસ્થા ભોગવે છે. કાંપતે હૃદયે તે કૃતિનો ઉપભોગ કરે છે. તેમાં રહેલી નાદ ને અર્થની અવિયોજ્ય મોહકતા સમજે છે

---

૧ Paul Bourget : The Critical Essay in France.

તેમાં સમાએલાં રસદર્શન ને સર્જનનાં રહસ્યો પારખે છે. તેની સરસતા લુટે છે, પોતાની કરે છે. અને કવિ પ્રિયતમા જોડે તાદાત્મ્ય સાધતાં જેમ કવિતા ઉચ્ચારે છે, તેમ સમાધિની મસ્તીમાં પોતાના સંસ્કારો ઉચ્ચારે છે. આ ઉચ્ચારણ માત્ર વિવેચન નથી; કલાત્મક કૃતિ છે. આમ રસાન્વેષણ અને રસસર્જન એક બને છે.

આ વિવેચન સામાન્ય વિવેચકોને સુલભ નથી. એ માટે રસદર્શન ને રસસર્જન કરવાની શક્તિ જોઇએ. કલ્પનામાં વિહરવાની પાંખો પણ જોઇએ. સરસતા પારખવાની તીક્ષ્ણ દૃષ્ટિ જોઇએ, તેમ રસવૃત્તિમાં સર્જકતા જોઇએ. કાર્લાઇલ, હ્યુગો, આનાતોલ ફ્રાંસ જેવા જ આ પ્રકારનું વિવેચન સફળતાથી કરી શકે છે.

અને વિવેચનના યોગીશ્વરો આવું રસદર્શન જેમ જેમ કરે છે તેમ તેમ કલા અને સાહિત્યની સરસતાની ખરી પારખ થાય છે. તેમ તેમ સરસતા ને તેના શબ્દદેહની મોહની ભાવનાઓ જગવે છે અને અપૂર્વતા પ્રાપ્ત કરવાની ઝંખના જગાડે છે. અને તેમતેમજ રસિકતા શૃંખલાઓ છોડી, રસાસ્વાદનો અધિકાર ભોગવવા તત્પર થાય છે. અને જો રસિકો આ અધિકાર સરક્ષવાને તત્પર ને ભોગવવાને સક્ષમ રહેશે તોજ ટીકાકારો અદૃષ્ટ થશે, ખરા વિવેચકો સરસતાનું અન્વેષણ આરંભશે, વિવેચનનો સંપ્રદાય ઇજારો છોડી રસદર્શન કરવા અને કરાવવાનું કર્તવ્ય શરુ કરશે. અને આપણે કલાકારોના અનિયન્ત્રિત સર્જનના ભોક્તા થઇશું. અને સર્વાંગસંપૂર્ણ સરસતા નિરંકુશ બની સામ્રાજ્ઞીપદે બીરાજે; કલા, સાહિત્ય અને જીવનને ભાવનાત્મક અપૂર્વતાની પ્રેરણાથી ઉચ્ચાભિલાષી અને વિશુદ્ધ કરે; સરસતાથી ઝરતો આનંદ સુલભ થઇ, આજ દેહે, પરમાનંદની પ્રાપ્તિ કરાવે—આવાં સ્વપ્નાં સેવતા કલાકારોના સંદેશાથી

રસદર્શી વિવેચકો રસાસ્વાદને સંતોષશે ત્યારે જ શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થશે. ત્યાં સુધી તો દરેક રસિકને પોતાનો રસાસ્વાદનો અધિકાર સાચવતાં, મંત્રદ્રષ્ટા ઋષિ શુનઃશેપની માફક કહેવું પડશેઃ

उदुत्तमं मुमुग्धि नो वि पाशं मध्यमं चृत ।
अवाधमानि जीवसे[1] ॥

૧. હે વરુણ! અમારા ઉપરનો પાશ ઢીલો કરો, અને મધ્યમ (વચલા) તથા અધમ (નીચેના) પાશ તોડી નાખો, કે જેથી અમે જીવી શકીએ

—ઋગ્વેદ, મં. ૧, ૨૧-૧૯.

તેમાં સમાએલાં રસદર્શન ને સર્જનનાં રહસ્યો પારખે છે. તેની સરસતા લુટે છે, પોતાની કરે છે. અને કવિ પ્રિયતમા જોડે તાદાત્મ્ય સાધતાં જેમ કવિતા ઉચ્ચારે છે, તેમ સમાધિની મસ્તીમાં પોતાના સંસ્કારો ઉચ્ચારે છે. આ ઉચ્ચારણ માત્ર વિવેચન નથી; કલાત્મક કૃતિ છે. આમ રસાન્વેષણ અને રસસર્જન એક બને છે.

આ વિવેચન સામાન્ય વિવેચકોને સુલભ નથી. એ માટે રસદર્શન ને રસસર્જન કરવાની શક્તિ જોઇએ. કલ્પનામાં વિહરવાની પાંખો પણ જોઇએ. સરસતા પારખવાની તીક્ષ્ણ દષ્ટિ જોઇએ, તેમ રસવૃત્તિમાં સર્જકતા જોઇએ. કાર્લાઇલ, હ્યુગો, આનાતોલ ફ્રાંસ જેવા જ આ પ્રકારનું વિવેચન સફળતાથી કરી શકે છે.

અને વિવેચનના યોગીશ્વરો આવું રસદર્શન જેમ જેમ કરે છે તેમ તેમ કલા અને સાહિત્યની સરસતાની ખરી પારખ થાય છે. તેમ તેમ સરસતા ને તેના શબ્દદેહની મોહની ભાવનાઓ જગવે છે અને અપૂર્વતા પ્રાપ્ત કરવાની ઝખના જગાડે છે. અને તેમતેમજ રસિકતા શૃંખલાઓ છોડી, રસાસ્વાદનો અધિકાર ભોગવવા તત્પર થાય છે. અને જો રસિકો આ અધિકાર સરક્ષવાને તત્પર ને ભોગવવાને અક્ષમ રહેશે તોજ ટીકાકારો અદષ્ટ થશે, ખરા વિવેચકો સરસતાનું અન્વેષણ આરંભશે, વિવેચનનો સપ્રદાય ઇજારો છોડી રસદર્શન કરવા અને કરાવવાનું કર્તવ્ય શરુ કરશે. અને આપણે કલાકારોના અનિયંત્રિત સર્જનના ભોક્તા થઇશું. અને સર્વાંગસંપૂર્ણ સરસતા નિરંકુશ બની સામ્રાજ્ઞીપદે બીરાજે, કલા, સાહિત્ય અને જીવનને ભાવનાત્મક અપૂર્વતાની પ્રેરણાથી ઉચ્ચાભિલાષી અને વિશુદ્ધ કરે; ગરસતાથી ઝરતો આનંદ સુલભ થઇ, આજ દેહે, પરમાનંદની પ્રા[illegible] કરાવે—આવાં સ્વપ્નાં સેવતા કલાકારોના સદેશાથી

રસદર્શી વિવેચકો રસાસ્વાદને સતોષશે ત્યારે જ શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થશે. ત્યાં સુધી તો દરેક રસિકને પોતાનો રસાસ્વાદનો અધિકાર સાચ-વતાં, મંત્રદ્રષ્ટા ઋષિ શુનઃ શેપની માફક કહેવું પડશેઃ

उदुत्तमं मुमुग्धि नो वि पाशं मध्यमं चृत ।
अवाधमानि जीवसे[1] ॥

1. હે વરુણ ! અમારા ઉપરનો પાશ ઢીલો કરો, અને મધ્યમ (વચલા) તથા અધમ (નીચેના) પાશ તોડી નાખો, કે જેથી અમે જીવી શકીએ.

—ઋગ્વેદ, મં. ૧, ૨૧-૧૯.

# માનવતાના આર્ષદર્શનો

## ૧૯૨૭

સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આ વર્ષે દર વર્ષથી જુદી જાતની પરિસ્થિતિમાં આપણે ભેગાં મળ્યાં છીએ. તમે જાણો છો કે દુઃસહ નુકશાનને લીધે સાહિત્ય પ્રકાશક કંપનીએ પોતાનું પ્રેસ વેચી દીધું છે. એ પ્રેસ અને તેના કાર્યકર્તાઓ સંસદની પ્રવૃત્તિને જે સબળ વેગ આપી શકતા તે વેગનો લાભ હવે આપણને મળતો નથી. સદ્‌ભાગ્ય એટલું જ છે કે પ્રેસ શીવાયની બીજી યોજનાઓ એ કંપની સાચવી રહી છે; અને પ્રેસ પણ, સંસદ સાથે સહયોગ સાધવા તત્પર એવા વડોદરાના જાણીતા પ્રકાશક, રા. મોહનલાલ કોઠારી વગેરેના હાથમાં ગયું છે. 'ગુજરાત'ની ઓફિસ મુંબાઇ અને વડોદરા એમ બે ઠેકાણે અત્યારે વહેંચાઇ ગઇ છે. આ બધાનું પરિણામ શું આવે છે તેની આગાહી કરવા માટે પુરતાં સાધનો મળે એટલો સમય હજી વીત્યો નથી.

સાહિત્ય પ્રકાશક કંપનીના ડીરેક્ટરની બોર્ડના પ્રમુખ રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી ગુજરી ગયા. અંગત મિત્ર, સાહિત્ય પ્રકાશક કંપનીના સ્થાપક ને અગ્રગણ્ય અને સંસદના પરમ મિત્રના મૃત્યુનું સ્મરણ

કરતાં મને આઘાત થાય છે. થોડા સમયપર સંસદના સભ્ય, ભાઇ હરિલાલ દેસાઇ સ્વર્ગસ્થ થયા. એમની બુદ્ધિ, સેવા, મીલનસારપણું ને ઉત્સાહ અણમોલા હતાં. એમના મૃત્યુથી સંસદે એક કીમતી સભ્ય ગુમાવ્યો છે.

આ વર્ષે સંસદે પાંચ નવા સભ્યો સ્વીકાર્યા છે. ગઇ પરિષદના ઉપપ્રમુખ, અને આવતી પરિષદના વિજ્ઞાનવિભાગના ચુંટાએલા પ્રમુખ ડૉ૦ કુંવરજી નાયક જેવા વિજ્ઞાનવિલાસી ગુજરાતના ભક્ત; વીલ્સન કોલેજના પ્રોફેસર અને ધારાશાસ્ત્રી રા. ગુલાબભાઇ જોશી, જેમનાં વિદ્વત્તા અને ગુજરાતપ્રેમ તમારાં બધાંની જાણમાં છે તે; રા. મોતી-ચંદ ગીરધર કાપડીઆ, જેનાં સાહિત્યવિષયક ઉત્સાહ અને જૈન-સાહિત્યનો અભ્યાસ અર્વાચીનતાના આદર્શોથી પોષાઇ રહ્યાં છે તે; સંસદના 'ગુજરાતી સાહિત્ય'ના ઉપતંત્રી રા. જ્યોતીન્દ્ર દવે, જેનાં વિશાળ સાહિત્યજ્ઞાન ને વિનોદી કલમથી તમે પરિચિત છો તે; અને 'ગુજરાત'ના ઉપતંત્રી, રા. દયાશંકર ભટ્ટ, જે એમનું ચાલે તો સંસદનો ભૂત, વર્તમાન ને ભાવિ ઉત્સાહ એકલે હાથે વ્યક્ત કરે અને જેનું તાદાત્મ્ય કોઇ પણ પુરોગામી કે સહચારી સભ્યથી ઓછું નથી તે: આ બધા જોડાયાથી સંસદ સમૃદ્ધ થઇ છે. આ મિત્રોને આ પ્રસંગે આવકાર આપવાની તક લઉં છું.

આ વાર્ષિક પ્રસંગે આપણે ઉત્સાહથી ભવિષ્યનો વિચાર કરવા ભેગાં મળ્યાં છીએ. છતાં અનેક કારણોને લીધે અત્યારે ઉત્સાહ રાખવો કઠણ થઇ પડે છે. કોપેલા પુરંદરનો પ્રતાપ હજુ વીસરાતો નથી. પ્રાચીન કવિની પંક્તિ કાનમાં અથડાય છે:

> ભાગ્યા દેશ કહાનમ ચિડોતર બાવનની ખર હારિ;
> ગૂજરાતીનું ખોખરભાગુ અજીય ન આવઇ પાર
> ચડયા કટક ડણડાહિ ચિડોત્તર ધાણધાર ધન્ધોલિ,

ઘરો જમીનદોસ્ત થઇ ગયાં છે; ખેતરો પાણીનાં ખાબોચીઆં બન્યાં છે. અને જ્યાં અત્યારે ખેતી ચાલી રહી હોત, જ્યાં શીંગાળાં ઢોર મહાલતાં હોત, જ્યાં ખેતરથી પાછી આવતી ગ્રામ્યસુંદરીઓનો ગીતધ્વન સંભળાતો હોત ત્યાં પ્રલયજલ ફરી વળ્યાં છે. નજરે દેખાય ત્યાં સુધી કીચડ ભર્યો છે. તુટેલા ઘરના મોભો ને મરેલી ગાયનાં શીંગડાં ભૂત ચેતનની કરુણ યાદ આપી રહ્યાં છે. અને ગાઉઓના ગાઉ સુધી અદષ્ટ થએલાં ગામોનાં છો બધ કુવા ને મંદિરો–ત્રિશૂલધારી ધુર્જટિએ તાંડવ વખતે ખેરવેલાં પુષ્પો સમાં–પોતાના અસ્તિત્વથી પ્રસરેલા વિનાશની કથા કહી રહ્યાં છે. ડુબી જતાં બચેલું ગુજરાત, ભયત્રસ્ત અને સાધનવિહીન, હજી કાંપે છે. તેનું કલ્પાંત ને તેની યાચના હજી સંભળાય છે.

આ પ્રલયકાલની વીરકથાઓ હજી આપણે પુરેપુરી સાંભળવાની છે. આ ગુજરાતને ઉગારવા ગુજરાતીઓએ જે ભગીરથ પ્રયત્નો આદર્યા છે તે કથા તો હજુ રચાય છે. આ પ્રયત્ન કરનારાઓમાં ચાર સંસદના સભ્યો છે તે અત્યારે કેમ વિસરાય ? તે ડા. ચંદુલાલ રા. છોટુભાઇ પુરાણી, ડા. સુમત અને રા. દયાશંકર ભટ્ટ.

પ્રલય વખતે અને ત્યાર પછી ગુજરાતે વીરતા, ઔદાર્ય ને વ્યવસ્થાશક્તિનાં ઇતિહાસમાં અનેક પાનાઓ ઉમેર્યા છે. જે રા. વલ્લભભાઇએ, રા. અમૃતલાલ શેઠે ને ડાકટર ચંદુલાલે કર્યું, જે સર પરશોત્તમદાસે કર્યું, સરકારના મુખ્ય અગ તરીકે જે સર ચુનીલાલે કર્યું, જે જે ગામેગામ નાનાંમોટાં બધાંઓએ કર્યું અને ગુજરાતનું ગૌરવ વધાર્યું, તેનો ઇતિહાસ સદાએ ગર્વપદ રહેવાનો. અને પાછું ગુજરાત પગભર થશે, ખાબોચીઆંનાં ખેતરો થશે, વેરાનમાં ગામો વસશે, વૃદ્ધ ચ્યવન ભાર્ગવ સમુ ગુજરાત

પુરંદરનો દેશ આત્મબળથી મહાત કરશે, ને પોતાના તપથી યુવાવસ્થાની શકિત ને પ્રતાપ ફરી મેળવશે તે સમયે આપણે આ પાંચદશ વર્ષના ગુજરાતને જોઇ ગર્વથી ઉચ્ચારીશું કે ગુજરાતે પુરાણો મહામંત્ર સિદ્ધ કર્યો છે: 'આત્મના આત્માનં ઉદ્ધરેત્.'

પણ આ જીવલેણ તપ આદરતાં અનેક નાનામોટા ઉત્સાહો આપણે ત્યાગવા પડશે. સાહિત્યની પ્રવૃત્તિઓ ગૌણ થશે; રસિકતા મંદ બનશે; ગુજરાત યુનિવર્સીટી-વખત છે ને-વ્યવહારિકતાના પ્રદેશમાં પ્રવેશતાં વાર લગાડશે. પુનઃસ્થાપના જ સમુખ ઉભી છે, વિકાસને સ્થાન નથી. એ પુનઃસ્થાપના ભાવિ વિકાસ સરળ કરશે એટલાં આશાવચન પણ આપણે ઉચ્ચારી શકીએ તો પુરતું છે. પ્રલયને લીધે કેટલાંક મુવા, કેટલાંક રઝળતાં થયાં ને કેટલાંક દુઃખી થયાં; કેટલાકે વીરતા બતાવી ને કેટલાકે સેવા કરી, કેટલાકે પૈસા ભેગા કર્યા, કેટલાકે ખર્ચ્યા, કેટલાક વીરતા નોંધશે ને કેટલાક વ્યવસ્થા વખાણશે; કેટલાક એની કથાઓ કહેશે, ગાશે કે લખશે, બધા માનવતા દર્શાવશે, જોશે કે વખાણશે; અને માનવતાનાં એ દર્શન પુનઃસ્થાપનાનો આત્મા ઘડશે.

માનવતા જોયા કે જણાવ્યા વિના માનવોને બીજા કશામાં રસ પડે છે ખરો ? માનવી ઘણો જ સ્વાર્થી-આત્મપ્રેમી છે. જેમાં માનવતા હોય તેને જોઇ રહે છે, જેની માનવતા પરખાય તેનો અભ્યાસ કરે છે. તેમાં જ તેને અખુટ રસ રહ્યો લાગે છે.

—અને તે જ પ્રમાણે કોણ પોતાની માનવતા-પછી જેવી હોય તેવી-વ્યક્ત કરવા નથી મથતો ? ખરૂં જોતાં પોતાની માનવતા વ્યક્ત કર્યા વિના કોણ રહી શકે છે? રણમાં ઝઝુમતો યોદ્ધો, રાજ્યો ઉથલાવતો મુત્સદ્દી, રસ ઝીલતો કવિ, કલમ કસતો કારકુન, સવાકાનું

શાક લેતો સુરતી, આ બધા પોતાના ક્ષેત્રમાં, પોતાની શક્તિ પ્રમાણે પોતાનામાં રહેલી વિશિષ્ટતા વ્યક્ત કર્યા વિના બીજું શુ કરે છે?

—અને તે જ પ્રમાણે આ માનવતાનું, સાહિત્યવિલાસીઓ દર્શન કરવા અને સાહિત્યકો દર્શન કરાવવા શીવાય બીજું શું કરે છે? મહાકાવ્ય એટલે દંતકથાના દૈવી મહાત્માઓમાં કલ્પેલી ભવ્ય માનવતાનું આલેખન. ઇતિહાસ તેમજ ઐતિહાસિક નવલકથા એટલે ભૂતપૂર્વ માનવતાની કથા. નાટક એટલે કસોટીએ ચઢેલી માનવતાનું નિરૂપણ.

આ ઉપરાંત ધર્મનું સાહિત્ય ઘણુંખરું એક કે બીજા પ્રકારની માનવતાનું દર્શન કરાવે છે, અને તે સિદ્ધ થાય એવા રસ્તા બતાવે છે. એક ધર્મનું બધું જ સાહિત્ય કાલપટ પર લંબાઇ રહેલો એક વિશિષ્ટ માનવતાનો છાંયડો છે, બે હઝાર વર્ષના ખ્રીસ્તી સાહિત્યમાં નેઝેરેથનાં સુથારની માનવતા ચીતરવાની, તેમાં રંગ પુરવાની, તેને સ્પષ્ટ કરવાની, તેનું અનુકરણ કરવાની ઇચ્છા રહી છે.

તે જ પ્રમાણે ઘણુંય ટુંકજીવી સાહિત્ય–જીવન ચરિત્ર, નવલકથાઓ, રેખાચિત્રો, ટીકાઓ : આ બધામાં માનવતા શોધીને તેને રજુ કરવા શીવાય બીજી શી ઇચ્છા દેખાય છે?

સર્જનાત્મક સાહિત્યના રચનારાઓના, સર્જનના ભેદ પરથી, બે પ્રકાર થઇ શકે છે : માનવતાનું કથન કરનાર, અને પ્રેમનું કથન કરનાર. ઘણા બંને પ્રકારના કહી શકાય કેટલાક સાહિત્યસ્વામીઓ પોતાની દિવ્ય દૃષ્ટિએ દીઠેલી માનવતાનું દર્શન કરાવવા જ સાહિત્યસર્જન કરી જાય છે. આમાંથી જેમણે ખરી માનવતાનાં–વ્યક્તિમાં રહેલી વિશિષ્ટતાનાં મૌલિક તત્ત્વો જોયાં છે, અને વર્ણવ્યાં છે તે સાહિત્યમાં પ્રભુત્વ પામ્યા છે. તેમની આર્ષદૃષ્ટિએ, ચર્મચક્ષુથી અભેદ્ય એવા પડદા ચીરી, માનવજાતિના સનાતન આત્માનું દર્શન કર્યું છે;

દેવો બનાવ્યા. શ્રીકૃષ્ણે પોતાની મહત્તાથી પાંચ ભાયાતોને ધર્મોદ્ધારક ચક્રવર્તી કરી સ્થાપ્યા. એકના કીર્તિગાનમાથી હોમરે ઇલીયડ બનાવ્યું. બીજાના ગુણગાનમાંથી વ્યાસે મહાભારત રચ્યુ. જીવત મહાકાવ્યોની ઝાંખી, શાબ્દિક આવૃત્તિ તે સાહિત્યનાં મહાકાવ્યો. આવાં મહાકાવ્યો રચવા માટે સમયનુ અતર ને મહાકવિની પ્રતિભા બે જોઇએ. પાસે ઉભેલા સામાન્ય જનોને તો એવી મહત્તાનો નિર્દેશ કરી સતોષ માનવો પડે.

૨

મૂલ્યનાં પણ નવાં મૂલ્ય કરવા સહેલાં નથી. આખું જીવન કોઇ એક મૂલ્ય પર રચાય છે ને વહે છે. કોઇક તેનું મૂલ્ય સુઘડ ઘર, સુંદર પથારી ને સરસ શાક વડે કરે છે; કોઇ પૈસા વડે, કોઇ કીર્તિ વડે કરે છે; કોઇ સત્તા વડે, કોઇ તપ વડે, કોઇ પ્રણય વડે કરે છે. મતિએ મતિએ મૂલ્ય જુદાં હોય છે અને છતાં તેના પરિવર્તન બહુ અઘરાં હોય છે.

ગુજરાતી એટલે મોઢીઓ, શોખીલો, પાન ચાવતો, ગપાટા હાકતો ફક્કડ, અથવા કસરીઓ, પેટે પાટા બાંધી જંઇ ભેગા કરતો, સ્વાર્થી વેપારી. એના અંતરમાં આદર્શ નામ માત્ર જ અને એની બુદ્ધિમાં સર્વગ્રાહિત્વ કરતા વ્યાવહારિકતા વધારે. એના પૂર્વજોના રુધિરે ચૈતન્યો ને શંકરો સરજાવેલા નહી. એના કીર્તિપટ પર પ્રતાપની, શિવાજીની, કે રણજીતની છાંય સરખી નહી. એ પૈસા બનાવે, સઘરે કે ખર્ચે, શ્રીનાથજી કે પાલીતાણામા પથ્થર સીંચે, બહુ થાય તો હરિકીર્તન કરે ને અલીને અલીનાં છૈયાં માટે વારસો મુકી જાય......

અનેક વર્ષ પર મુંબાઇના પેડર રોડ પરના એક ભવ્ય બગીચામાં મુંબાઇની સમૃદ્ધિ ને મહત્તા એકઠી થએલી સાંભરે છે. અપાર શોભા હતી. અનંત ભભક ચમકતી.

ત્યાં અતિથિ આવ્યો–નિર્જીવતાના અવતાર જેવો તે લાગતો. એના પગ ઉઘાડા હતા–અને પારસી સ્ત્રીઓ બેભાન બની ગઈ. એનું ધોતીયું જાડું ને ટુંકું હતું–અને સુશોભિત ગૃહસ્થોએ નાક ચઢાવ્યાં. એણે કાઠીયાવાડી ફેંટો બાંધ્યો હતો, ને એક જણથી કહેવાઈ ગયું: "ઘનો દરજી!"

આ માણસમાં મૂલ્યોને અવનવાં મૂલ્યો આપવાની અગાધ શક્તિ હતી. એની ઇચ્છાશક્તિમાં અડગતા હતી. એ મતભેદમાં માનતો નહિ: જે એ માનતો તે સત્ય. પયગમ્બરોની અદ્ભુત આત્મશ્રદ્ધા તેનામાં હતી. તેણે કીમીઓ કર્યો. સત્ય ને અહિંસા, યોગસૂત્રમાંના શીંગણાં, પાર્થિવ મુત્સદ્દીપણાનાં સિદ્ધાંત બની સંચરવા લાગ્યા. જાડી, ગંદી ખાદી ગર્વપદ સાંસ્કારિતાનું ચિહ્ન લેખાયું. ભીષ્મ ત્યાગ એ ગુજરાતીનું લક્ષણ મનાયું. નિર્ભયતાએ ખટપટનું સ્થાન લીધું. ફફડ ગુજરાતી અડગ વીર બન્યો. લહેરી જીવનમાં સચોટ વ્યવસ્થા આવી... બીચારું બારડોલી નિઃસીમ બહાદુરીનું ઉપમેય થઈ પડ્યું. મૂલ્યનાં પણ મૂલ્ય ફરી અંકાય એવા આ કીમીઆની કોણ અવગણના કરી શકે?...

આ કીમીઆગર અર્વાચીન દધિચિની માફક, હાડકાંમાંથી વજ્ર બનાવવા મથતો હતો. આપણી કાયરતા, રીસાળતા, નિઃશસ્ત્રતા અને ધર્માંધતાને તપાવી તપાવી સત્યાગ્રહ બનાવતો હતો. આપણી પાસે શસ્ત્ર નથી એટલે ધાર્યું કરવા આપણે સામાને મારી ન શકીએ–પણ આપણે મરી શકીએ. વર્ષો પરની વાતચીત યાદ આવે છે: "કોઈ જોર જુલમથી આપણી પાસે કાંઈ કરાવવા આવે. આપણે ન કરીએ, અને તે આપણને મારી નાખે, તો જીત્યો કોણ? આપણે કે તે? આપણે જ! એનું ધાર્યું એ આપણી પાસે ન કરાવી શક્યો." વિજયનું વિચિત્ર દર્શન! એના શસ્ત્રને એ મૃત્યુંજય મંત્રથી સીંચે છેઃ 'આ વાતમાં મરણ પથારીએ જ પડવાનું છે.'... 'આ તો કર્યે જ

છુટકો'. દરેક માણુસ જીવનની બાજીમાં સામે રમતા યમની પકડમાંથી સરકવા પ્રયત્ન કરે છે.

"દાવ રમીયે નવ નવા
શોગટાં જ બચાવવા,
ગૂઢ શક્તિ સમર્થ એ
ના દે કંઇ પણ ફાવવા"

આ કીમીઆગરે આ રમત નકામી ઠેરવી. આ અસમાન રમનારાઓની સોગઠાબાજી પાછળ જીવન ને શક્તિ શા માટે ગુમાવવાં? તેના પરિણામની બીકમાં શા માટે ધ્રુજ્યા કરવું? આવા ખોટા દાવ ખેલવા કરતાં આગ્રહ ફળે નહીં ત્યા સુધી યમના હાથમાં જઇને ન બેસવું? યમના હાથમાં જ બેઠા એટલે ક્યાં તો સંકલ્પની સિદ્ધિ થાય કે પછી સંકલ્પ ન સરે તેવી દુનીઆ છોડી જવાય. 'છુટી ગઇ મૃત્યુ ભીતિ' કવિએ ગાયું, પછી, 'સતત શાંતિ અનંત' : કીમીઆગરે ઉમેર્યું : 'સતત શક્તિ અનંત.' સંકલ્પ કરવો; તેને સત્યથી ને અહિંસાથી વળગી રહેવું; વળગીને અરવું જ છે એવો પ્રયાસ આદરવો; વખત આવે પ્રયાસ સફળ કરવો, મરવું–પણ આગ્રહ છોડવો નહીં: સાદાં, સામાન્ય સૂત્રો ખરાં, પણ તેમાં વિજય અને મૃત્યુ બનેની ફરીથી આંકણી આવી જાય છે; મૃત્યુંજયનો નવો મંત્ર દર્શન દે છે.

મૃત્યુંજયના અનેક મંત્ર છે. યમની અવગણના કરતા, વિડંબના કરતા, તેને ડારતા ઉલ્લાસી ને ગર્વિષ્ઠ માનવો પણ એક મૃત્યુંજય મંત્રનો જાપ જપે છે. પણ તે મંત્રથી આ જુદો છે. આ મંત્ર જપનાર માનવ જ્યાં સુધી પોતાનો આગ્રહ ન ફળે ત્યાં સુધી નમ્ર ભાવે પણ અડગતાથી મૃત્યુના હાથમાં જાણી જોઇને જઇ બેસે છે. કેટલાક આને જીદ કહે. કેટલાક આને ગાંડપણ માને. પણ કીમીઆગર એ મંત્રબળે પોતાનું સત્યાગ્રહનું વજ્ર દુર્જેય કરે છે.

આ વજ્રને ધાર ચઢાવવાને મહાત્મા ઉદ્યુક્ત છે. ચશ્મા પરથી જોતી આંખો વડે તે ભાવિને પુછે છે : 'એનો કોણ ક્યારે ઉપયોગ કરશે ?' ગહન પ્રશ્ન ! પાસે વહેતી સાબરમતીના કલ્લોલમાં પ્રશ્નના પડઘા શમી જાય છે.

તે શમતા પહેલાં શિષ્ય આવે છે–શ્રીકૃષ્ણ પાસે પાર્થ આવ્યો હતો તેમ. તે લગભગ વૃદ્ધાવસ્થાને સ્પર્શી રહ્યો છે. આકારવીહોણી તેની કાબરચીતરી મુછો ફરકે છે. નીશાભરી હોય એવી તેની આંખો ઉગ્ર છે. એનો સીનો ડરાવે એવો છે–એને રસ્તે જતાં જોઇએ તો આડે નહી આવીએ. એ પોતાને 'ગુજરાતનો સુબો' કહાવે છે. ગુજરાતનું દુઃખ પોતાને માથે વહોરવા, તેનો ભય પોતાને હાથે વિદારવા, તેની કીર્તિ પોતાને પરાક્રમે વધારવા તે તત્પર છે. ગયે વર્ષે પ્રકૃતિ કોપી ત્યારે તે તેને શમાવવા મથ્યો; આજે રાજા કોપ્યો ત્યારે તેને ડારવા તૈયાર થયો. 'ગુજરાતનું કોઇ નામ લેશો મા'–એ એનો કીર્તિલેખ. જે ગુજરાતની અસ્મિતા આપણે માત્ર સાહિત્યદ્વારા સેવીએ છીએ તેને એ કર્તવ્યદ્વારા સેવે છે.

મહાત્મા હસે છે; એમને કાબરચીતરી મુછોના ફરકાટમાં આજે જુદી જ ગતિ દેખાય છે. મુંગે મોઢે તે કારણ પુછે છે.

"બારડોલી–આપણા પ્રિય બારડોલીના ખેડુતો પર અન્યાય વરત્યો છે. અસાધારણ મહેસુલનો ભાર પડ્યો છે. મહેસુલ એટલે મરાઠી ચોથનો અર્વાચીન અવતાર. દાદ નહી, ફરીઆદ નહી. આપો નહીં તો રાજની મીલ્કત ખાલી કરો. ભીમભાઇ પ્રાર્થી પરવાર્યા, દાદુભાઇ વીનવી પરવાર્યા–મને હવે નિમંત્રે છે. મારા છતાં ગુજરાતમાં આ આપત્તિ ! મહાત્માજી ! આજ્ઞા કરો."

કીમીઆગર હસ્યાઃ 'ના બાપુ ! ના. સમય સાનુકૂલ નથી. હિન્દુ ને મુસલમાન લડે છે. સાઇમન આક્રમણ કરવાનો છે. હમણાં આ ક્યાં ?' શિષ્ય ડોકું ધુણાવે છે : 'હું તો આશિષ માગવા આવ્યો છું.' ગુરુ સમજે છે. "જા વિજય કર." કાબરચીતરી મુછો સાબરમતી પરથી આવતા પવનમાં જોશબંધ ફરફરે છે.

સુબાનું શાસન ફરી વળ્યું. સત્યાગ્રહ કાજે મરણ પથારીએ જ સદા સુતેલા ગુર્જર વીરોએ બારડોલીનો રસ્તો લીધો. એમાંના થોડાનાં નામો વીસરાય એમ નથી.

સાબરમતીતીરેથી નીકળ્યા અબ્બાસ અલી–સીતેર વર્ષે સત્તર વર્ષનો ઉત્સાહ દાખવતા યુવક; ઇમામ સાહેબ–ઇશ્વરપ્રિય, સરલ ને શ્રદ્ધાળુ જીવ, મહાદેવ દેસાઇ–મહાત્માની ભક્તિભૂખ્યા કલમબાજ; આનંદસ્વામી–જેની આંખો ને કાન બધું ગ્રહે પણ જેની જીભ તે ઉચ્ચારે નહિ એવા અપૂર્વ કારભારી; સજય જુગતરામ અને બીજા ઘણા...સૌરાષ્ટ્રે પાઠવ્યા અમૃતલાલ શેઠ–તીક્ષ્ણ કલમ ને ઝમકભરી જીભના ધણી. ખેડાએ મોકલ્યા ગોપાલદાસ–સત્યાગ્રહભેખે ભટકતા ભર્તૃહરિ ને તેમનાં પત્ની; મોહનલાલ પંડ્યા "ડુંગળી ચોર"–જે સદાએ આચરે છે તપશ્ચર્યા ને જળે છે સ્વાતન્ત્ર્યની ઝાળે; ને ભીલોના ઉદ્ધારક રવિશંકર. વડોદરેથી નીકળ્યા સેવાધર્મી દંપતી ડા. સુમંત ને સૌ. શારદા બહેન–બને સંસદના સભ્ય. ભરુચે મોકલ્યા ઉત્સાહમૂર્તિ ડાકટર ચંદુલાલ–એ પણ આપણા સભ્ય; સુરતથી આવ્યા ડાકટર ઘીઆ–અથાક ને સર્વવ્યાપી, ને કલ્યાણજી–જેના ઉત્સાહથી કુનેહ ચડે, જેની કુનેહથી વ્યવસ્થાશક્તિ વધે તે...અમદાવાદથી, બારડોલી માટે દશે દિશામાં સતત ગતિથી સંચરતા મણિલાલ કોઠારી...સૌમ્યતાની નિર્બળ મૂર્તિ લાગતાં છતાં અડગ સત્યાગ્રહ સેવતાં મીઠુંબહેન પીટીટ, chip of the old block કુમારી મણિબહેન અને બીજા

અનેક...ઘણાં જ પરિચિત; આજે જેમને જોતાં મારા શબ્દો અતિશયોક્તિભર્યાં લાગે એવા સામાન્ય સ્ત્રીપુરુષો; પણ છ મહીનાના અદ્‌ભુત પરાક્રમે અંકિત એવાં, હિંદ સ્વતંત્ર હોત તો ઇતિહાસને શણગારે એવાં સ્ત્રી ને પુરુષો.

સુબો બારડોલીને મહાત્માજીના 'મૃત્યુંજય'નો જાપ જપાવવા માંડે છે. "અહિંસાની પ્રતિજ્ઞાથી ન ચળશો. સંકલ્પ કરો કે મારે હાથે સરકારને પાઇ પણ નહિ આપું. જોઇએ તો જમીઓ કરો, ખાલસા કરો, ખેતર પર જાઓ, હરરાજીઓ બોલાવો. જે કાંઇ કરવું હોય તે જબરદસ્તીથી કરો. મરજીઆત કાંઇ નહિ કરાવી શકો." આટલેથી તેને સતોષ નથી. "હું જો ખેડુત હોઉં તો હું કહી દઉં કે મારા ટુકડા કરો તો પણ આવા પૈસા નહિ આપું." આ મંત્ર રોજરોજ, ફરીફરી તે સભળાવે છે. "અમે મરવા સુતા છીએ; મારી નાંખો પણ નવું મહેસુલ નહિ મળે."

શિષ્ય, ગુરુના મંત્રથી, જુનાં મૂલ્યને નવાં મૂલ્ય આપવા માંડે છે. જુનાં મૂલ્ય શાં તેની આપણને ક્યાં ખબર નથી ? ઇતિહાસ-કાળમાં હીંદુ ખેડુતે કોઇ પણ વિજેતાને ચોથની ના કહી નથી; 'લેવું હોય તે લે અને જીવતો જવા દે' એજ એનો પેઢીધર ઇતિહાસ. તેમાં આ વ્યવસ્થિત વિદેશી રાજ્યચક્રના સત્તાધીશોનો પડતો બોલ ઉઠાવનાર આ ખેડુત. તે અવતાર આખો વહીતરું કરે, ભુખે મરે, રાજ્યનું દાણ ચુકવે અને માલીકી વગરની જમીન 'મારી મારી' કરી મરે. એનો જીવનક્રમ—ખાવું, પીવું, વહીતરું કરવું, દાણ ભરવું—તેનો ઉથ-લાવનાર આજે આ પાક્યો. રાજ્યસત્તા પર ખેડુતનો આધાર નથી, ખેડુત પર રાજ્યસત્તા ટકે છે. રાજ્યસત્તાની આજ્ઞા પ્રજામાન્ય નથી, પ્રજાનો સંકલ્પ રાજમાન્ય છે. મરવું ભલું, પણ દાણ ભરવું ખોટું. ભયંકર વિપ્લવકારક સૂત્રો, જે હીંદમાં સુણાયાં નહોતાં, તે બારડોલીમાં

સભળાય છે. ગામે ગામ સત્યગ્રહનો સંકલ્પ કરે છે: 'સઘળાં કષ્ટ સહન કરવાં પણ અન્યાયી મહેસુલ ભરવું નહીં.'

અજબ માણસ છે–આ ગુજરાતનો સ્વયનિર્ણીત સુબો. દીવાની અને ફોજદારી કજીઆ; મ્યુનીસીપલ અને જાહેરજીવનનો કારભાર; કોન્ફરન્સો ને કોંગ્રેસો; અમદાવાદનાં લોહીઆળ બંડો અને નાગપુરનો શાંત સત્યાગ્રહ; રાજકીય ખટપટ અને મહાત્માજીનો અહિંસાત્મક અસહકાર—આ બધામાં રમી રમીને પાકો પરેશાન થઇ રહ્યો છે. રાજ્યસત્તા અને લોકપ્રાબલ્ય અને બન્નેની નિર્બળતા જાણે છે ને બન્નેને નચાવવામાં કુશળ છે. આ કૌશલ્યને કીમીઆગરના કીમીઆનો પાશ લાગ્યો છે, છતાં તે ઓછું થયું નથી. એનો ગાંધીવાદ ગાંધીજીના વાદથી જરા જુદો છે,–મહાયાન બૌદ્ધધર્મ બુદ્ધના પોતાના સિદ્ધાંતોથી જુદો હતો તેમ.

એકહથ્થુ સત્તા તેને હમેશાં પ્રિય છે, અને છતાં મહાત્માજીના નિશ્ચલ શાસનોને–જેને તે પોતે ભલે અભિપ્રાય કહે પણ જેમાં અભિપ્રાયના ચંચળ અંશ દેખાતા નથી તેને એ સદાય નમતું આપે છે. એનામાં સેનાનની સચોટ દૃષ્ટિ છે. કોણ ક્યાં ખપ લાગશે,–કોનો કેવો ખપ પડશે–કોણ કેવો નડશે,–કોનો કાંકરો કાઢી નાખવો પડશે એ બધું એ સમજે છે અને તે પ્રમાણે વર્તે છે. એના બધા કાર્યકર્તાઓ એક વ્યવસ્થિત લશ્કરમાં હોય તેમ પોતપોતાનું યોગ્ય સ્થાન લે છે. તે પોતે અધ્યક્ષસ્થાન લઇ લે છે ને મતભેદ, વાદવિવાદ, હોંસાતુસી નિર્મૂલ કરે છે. જુદા જુદા આશ્રમો છાવણીમાં પલટાઇ જાય છે. જુદા જુદા નેતાઓ વિભાગપતિ બને છે. સુબાનો શબ્દ તેજ બારડોલીમા શાસન. તેનાં ભાષણો તેજ માત્ર બારડોલીની પ્રેરણા.

જુના મૂલ્યનાં અકલ્પ્ય એવાં આ નવાં મૂલ્ય. જાહેરજીવન એટલે દરેક નાનામોટાંઓના મતભેદ–અધિકારને માટે, જાહેરાત માટે દોડાદોડી. અવ્યવસ્થિત સ્વાતંત્ર્ય એટલે લોકશાસન. આ જુના હીંદી જાહેરજીવનનાં મૂલ્ય. ફીમીઆગરે આ મૂલ્ય પણ નવાં આક્યાં. એણે શીખવ્યું કે એનો બોલ તે બ્રહ્મવાક્ય. એ અદ્‌ભુત માણસના આપમતીઆપણાએ ગુજરાતી અને કેટલેક અંશે હીંદી જાહેર-જીવનને વ્યવસ્થિત કર્યું. દરેક પોતાના ક્ષેત્રમાં આજ્ઞાનું પાલન કરે–આજ્ઞા કરનાર એક જ. ખરી વાત. વ્યવસ્થા વિના રાષ્ટ્ર શક્ય નથી, વ્યવસ્થિત રાજ્યતંત્ર ચલાવવું શક્ય નથી, વ્યવસ્થિત તંત્ર સાથે સફળ વિરોધ કરવો શક્ય નથી. આ સુબો વ્યવસ્થામાં અપૂર્વ એવા બ્રીટીશ સામ્રાજ્યની સામે થયો છે. પોતે એ વ્યવસ્થાની કીંમત જાણે છે, અને એના સ્વયંસેવકો પણ જાણે છે. યુદ્ધમાં વિવાદને સ્થાન નથી.

૪

આ સુબો ગામેગામ ફરે છે, અને હજારો સ્ત્રીપુરૂષો એને સાંભળવા આવે છે. બારડોલીમાં બોલી શકે તો તે એક. અને એ બોલી શકે છે. એ એના ગુરુનું બેસવામાં, અભિનયમાં, ઉચ્ચારણમાં આબાદ અનુકરણ કરે છે. પણ ગુરુની વાચા પર તપસ્વીનો સંયમ છે; તેના વાગવૈભવને અનુદ્વેગકર, સત્ય, પ્રિયહિત થવાની મર્યાદાઓ છે. શિષ્યના વાક્‌પાટવમાં માનુષી રંગબેરંગીપણું છે. તે આક્ષેપ મૂકે છે, તિરસ્કારે છે, હસાવે છે, ચોંટે એવી ચોપડે છે; ખેડુતોને સુગમ એવો ગ્રામ્ય ટકોર કરે છે; તોછડાઇથી તે તિરસ્કારે છે ને ઉચ્ચારણની અવગણના કરે છે.

ગુજરાતના વાગ્વૈભવનો ઇતિહાસ ગઇ કાલે શરુ થયો. પચ્ચીશ વર્ષ પર ગુજરાતીમાં ભાષણ કરવું અશક્ય લેખાતું. અટકી અટકી,

ચાવી ચાવી બોલતા અંબાલાલ સાકરલાલ, અને ધીમે ધીમે વાતચીત કરતા હોય એમ બોલતા રમણભાઈ ગુજરાતમાં એક વખત પ્રખર વક્તા મનાતા. એ સમયમાં અપવાદરૂપ આક્ષેપાત્મક વાક્પાટવના અગ્રેસરો સંઘવી અને મહારાણીશંકર. ત્યાર પછીના જમાનામાં ચંદ્રશંકર, વિભાકર અને જમનાદાસ દ્વારકાદાસનાં શબ્દશોભાથી મુગ્ધ કરતાં ભાષણો ત્યાર પછીના આ પ્રચલિત જમાનાના અધિષ્ઠાતા ગાંધીજી, જેણે ગુજરાતી ભાષાના વાક્પાટવનાં ઘણાં અંગો ખીલવ્યાં. અને જો ભાષાની ઘણા પ્રકારની સમૃદ્ધિનો ઉપયોગ; શ્રોતાવૃંદ નચાવવાની જુદી જુદી ખુબીઓ; સમયોચિત ભાવ પેદા કરવાની શક્તિ, શ્રોતાઓનાં હૃદય ભેદવાની અને આચાર ફેરવવાની કલા; પયગંબરી પ્રેરણાનું સ્વરૂપ: આ બધાં જો ઉત્તમ વાક્પ્રાટવના મુખ્ય અંગ હોય, તો આ વલ્લભભાઈનાં બારડોલીનાં વ્યાખ્યાનો ગુજરાતી વાક્પાટવના ઇતિહાસમાં સીમાચિહ્ન લેખી શકાય.

એની કટાક્ષમયતા, એનો વિનોદ સચોટ છે–સામાને ભયંકર છે; પોતાનાંને પ્રોત્સાહક છે. એની ઠેકડીમાં હીમત પ્રેરવાની અજબ શક્તિ છે. દરરોજ લોકોની પ્રિય ભેંસો લુટાય છે, હરરાજ થાય છે. કોઈ તે માટે આંસુ સારે તે પહેલાં ભેંસો પકડવાનો હુકમ કરનારને તે 'ભેંસોના વાઘ'નું બીરુદ આપી દે છે. ગુજરાતીઓએ 'માખીનો વાઘ' સાંભળ્યો હતો પણ 'ભેંસોના વાઘ'નો ભાષામાં અને બારડોલીમાં જન્મ થએલો સાંભળી બધા હસે છે, બીક જતી રહે છે, હીંમત પ્રગટે છે અને સામાવાળા માટે તિરસ્કાર પ્રગટે છે. ઘરમાં, અંધારામાં મહીના થયાં રહેલી ભેંસો રોગિષ્ટ થઈ સફેદ બને છે. માલિકોના હૈયા આ રંગ જોઈ દ્રવે છે. બીજી ઠેકડી એ કરે છે: "ગોરા સાહેબને કાળી ભેંસ ન ગમી તે મડમડી કરી નાંખી!" ગામેગામ, જિલ્લાએ જિલ્લાએ એ ઠેકડી સભળાય છે: "ભેંસોને સાહેબે મડમડી

કરી નાંખી !" આ ભયંકર વિનોદરસ દરરોજ કૈં નવું નવું કાઢે છે. દુઃખીઆં દુઃખ વીસરી નિર્બળતાનાં ભોગ થતાં અટકે છે. આ માણુસની ઠેકડી શસ્ત્રથી પણ સબળ છે.

હવે કોણ કહેશે શુંશાની કીંમત પૈસા ચાર છે?

૫

સામ્રાજ્ય સમરાંગણે ચઢ્યું, તેના અમલદારોનો બોલ કોઇએ ઉથાપ્યો નહોતો, કોઇ ઉથાપી શકે એમ હતું નહીં. આ પદ્ધતિ પર તો સામ્રાજ્યે આખી અવનિનો કબજો લેવાનો કાર્યારંભ કર્યો છે. એ પદ્ધતિ ખરી જ છે તે પુરવાર કરવા માટે તેની પાસે અગણિત સૈન્ય, અસખ્ય તોપો, શસ્ત્રસજ્જિત વિમાનો છે. તેની મહેસુલની આંકણી સામે વિરોધ કરનાર આ બારડોલી! સત્તાધીશોના પ્રાસાદોમાં વિડંબના અને હાસ્યની ગર્જના પ્રસરી રહી. શું જોન અને સ્મીથોને બદલે દેસાઇઓ અને પટેલોનાં શાસનો ચાલશે? જુના હીંદથી પરિચિત, જેને નવાં મૂલ્ય સમજાયાં નથી, કીમીઆગરનો કીમીઓ જેણે જોયો નથી તે સત્તાધીશો કટિબદ્ધ થઇ બારડોલી પર ઉતરી પડ્યા.

આ બધી સ્વારી એક જ સંકલ્પ પર મહેસુલ-વધારો નહીં આપવાનો. મહેસુલ આપી દે તેને સુખ મળે, તેની વિટબણા જાય, તેની જમીન રહે, સત્તાધીશ સાહેબ પાન આપે, સામ્રાજ્ય પોતાનો કહી માન આપે. સકલ્પને વળગી રહ્યો તે મુઓ. આ સામ્રાજ્ય તરફનાં મૂલ્ય.

બીજી તરફ માત્ર મૃત્યુંજયનો સંકલ્પ-મારી નાંખો, નવું મહેસુલ નહીં ભરીયે. જીવથી, મીલ્કતથી, સ્ત્રી પુત્રોથી, આબરુથી, અધિકતર માત્ર એક સંકલ્પ-સત્યનો આગ્રહ, જે ક્ષણેક્ષણે તોડવામાં આપણ્

બધાનો અવતાર જાય છે એવો એક બોલ ! વિચિત્ર મૂલ્યપરિવર્તન ! કોઇ માની શકે નહી; કોઇએ ક્યાં સુધી માન્યું નહી. શું બધા ગાંડા થયા છે કે બધું જવા દેશે ?

આપણે ડરી ડરી જીવન વીતાડીએ છીએ–રખે કારાવાસ નિમંત્રે એવી બીકે બધી પ્રવૃત્તિ ઘડીએ છીએ–રાજ્યદંડમાંથી બચવા ધારાશાસ્ત્રી શોધીએ છીએ, ધારાનાં ધોરણો ઘડીએ છીએ, અદાલતો સેવીએ છીએ. ધારાના ધાકનું જીવનમાં કાંઇ નાનુંસુનું સ્થાન છે ?

બારડોલી નવાં મૂલ્ય કરે છેઃ સંકલ્પભંગ કરવા કરતાં કારાવાસમાં જવું સારું. રોજેરોજ વલ્લભભાઇ પોકારે છે : 'હું શાબ્દિક સ્વાતંત્ર્યને નિયમન કરનારા બધા ધારા તોડું છું : મને પકડો !' ગુલ્લાલા સમ છોરુઓ રાચે છેઃ અમને લઇ જાઓ, અમારે કારાવાસ જવું છે. એક જાય છે, બીજો હાજર થાય છે; બીજો જાય છે, ત્રીજો હાજર થાય છે. પચાસ યુવકોની હાર તૈયાર થઇ ઉચ્ચારે છેઃ લઇ જાઓ, કારાવાસનો લાવો ક્યાથી ? બેડી ક્યારે પડે તેની વાટ જોતા સ્વયંસેવકો અધીરા બેસે છે.

હિન્દુ સ્ત્રી એટલે પતિભક્ત; પ્રાણ જાય પણ પ્રાણાધારને તસ્દી પડવા ન દે. પતિને જગાડવા કરતા પુત્રને મરવા દેવો એ એનો આદર્શ. આવી સ્ત્રી પતિભક્તિનું મહાત્મ્ય બદલે છે, આજ્ઞા કરે છેઃ 'બોલ નહી છોડશો, જેલમાં જવું હોય તો જાઓ, હું છોકરા પાળનાર બેઠી છું.'

સ્ત્રીઓ પોકારે છેઃ 'કોઇ પકડી જાઓ. પુરુષો ચાલ્યા, અમે રહી ગયાં.' મીઠુ બહેન પીટીટ કારાવાસને ગામેગામ શોધે છે. મણિબહેન વેચાએલી જમીનનો ગેરકાયદેસર કબજો લઇ કારાવાસ નિમંત્રે છે.

સત્તાધીશ જભ્ભેરો ખખડાવે છે. પંદર દહાડા પછી બધાને પરહેજ કરીશું. કીમીઆગર કહે છેઃ હું આ આવ્યો. લાલા લજપતરાય, પંડિત માલવીયા, અકાલીઓ, મદ્રાસીઓ, ગામેગામના ઉત્સાહીઓ તલસે છેઃ 'આખરે અમારો વારો કયારે આવશે?' મિતભાષી મુખઇગરાઓ સંકલ્પ કરે છે : સુરત સ્ટેશન પર પ્રતિષેધ થાય તો પાછા ન આવવું!

કારાવાસના હજની મોહિનીનાં આટલાં મૂલ્ય કદી હિન્દે દીઠાં નથી. આ હજ કયારે કરાય એની જ અધીરાઇ જોઇ જુના મૂલ્યે જીવનારા વિસ્મય પામે છે. 'શુ આ લોકો કારાવાસ સેવશે? ને સેવશે તો કેટલા? એ તો તડાકા છે. વલ્લભભાઇ કારાવાસ જાય નહિ.' જે જોઇ શકતા નથી તેનાથી વધારે અંધ બીજા કોણ? અંધાપાનો પાર નથી. એક જણ કહે છેઃ 'હું એના પર બદનક્ષીનો મુકદ્દમો કરીશ, જેલમાં મોકલીશ.' ...બીચારો શું જાણે કે આ કીમીઆની ક્રિયામાં પીનલકોડની રાખ પણ રહી નથી?

૬

મિલ્કત અને તેને લીધે મળતી પ્રતિષ્ઠા, જીવનના ઉષઃકાળથી, મનુષ્યને પ્રાણથી પણ વધારે પ્રિય છે. એક હાથ ધરતી માટે ઘણાએ પ્રાણ ગુમાવ્યા છે ને ઘણાએ વંશપરંપરાના મુકદ્દમાઓમાં બધુ ખેદાનમેદાન કરી મૂકયું છે. એ તકરારી એક હાથની ધરતી માટે કેટલાએ ભાઇઓએ, કેટલાએ પિતાપુત્રોઓ, કેટલાએ માદીકરાઓએ સ્નેહસંબધને વિષમય કરી મૂકયો છે. તેમાં, ગામડામાં તો જીવનની ખરી પ્રતિષ્ઠા જમીનદારી.

મૂલ્ય બદલાય છે. કીમીઆગર કીમીઆનાં વસાણાં નાંખ્યો જાય છે. 'પોતાની ટેકના કરતાં કે આબરુના કરતાં જમીન વધારે નથી......જમીનવાળાની જમીન ગઇ, રેલમાં ઘસાઇ ગઇ ને તેની

ઉપર રેતીના રણ જામ્યા છે. ગુજરાતીઓ જેમ આસમાનીને ધીરજ ને વીરતાપૂર્વક વશ થયા તેમ બારડોલીના સત્યાગ્રહીઓ આ સુલતાની રેલને વશ થાઓ ને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરો.'

ઇસ્માઇલ ગબા પાસે હજારોની જમીન છે. નાનકડા તાલુકામાં આ જમીન માટે મળતી પ્રતિષ્ઠા તે ભોગવે છે અને તેને લીધે બારડોલીમાં એ મોટો માણસ છે. પણ એની એ મોટાઇ કરતાં એને મન એના બોલની કીમત વધી પડી. એક પળમાં સરકારની અવકૃપાથી તેની જમીન ચાલી ગઇ, તેની મીલ્કત બીજાની થઇ, બધું વેચાઇ ગયું. એક બોલ માટે તે ભીખારી થઇ ઉભો. માનનીય, આંસુવિહોણો, સત્યમાં જ જેને શ્રદ્ધા રહી છે, પોતાનો સંકલ્પ જ સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા છે એવો ઇસ્માઇલ, અડગ, શાંત, નવા મૂલ્યે મહાન.

વીરચંદ માત્ર વેપારી છે. એનું પેઢીધર જીવન એટલે 'જઇ.' પૈસામાંથી પૈસા કરવા એ જ એનો ધર્મ. એ પૈસામાં જ એની પ્રતિષ્ઠા. એ બારડોલીમાં આબરુદાર છે, ગાડીઘોડે ફરે છે. ગાડીઘોડે ફરવું એ કયા જમાનામાં પ્રતિષ્ઠાનું લક્ષણ નથી મનાયું ? ભયંકર ઠીમીઓ થયો. વ્યાપારી વીરચંદે શપથ લીધા, પાળ્યા. એક દિવસનું વ્યાજ જતાં એનો જીવ જાય તેની હજારોની મીલ્કત જપ્ત થઇ, હરરાજ થઇ, ઘરમાં ભંગાણું પડયું, ઘોડાઓ હરરાજ થઇ ગયા. વીરચંદ હસ્યા કરે છેઃ એણે એનો સંકલ્પ પાળ્યો છે.

આ પરિવર્તન નજરે ન જોયું હોત તો અકલ્પ્ય રહેત. વીરચંદોના જીવનમાંથી મીલકતોનાં માહાત્મ્ય જાય, પછી શું રહે ? દુનીઆની જુની ઘડતર પુરી થઇ. નવા ઘડતરનો પ્રારંભ થયો, બીજું શું ? અને બધા મહેસુલ આપવા ના કહે છે. મજુરી કરતી

ખેડુતોની સ્ત્રી જમીનો તારાજ થવા દે છે, ઘરોમાં ધાડ પડવા દે છે, ભેંસો વેચાવા દે છે, પતિઓને કારાગૃહ સેવવા પ્રેરણા કરે છે, અને દિન પ્રતિદિન આ યુદ્ધ મચ્યું રહે તે માટે રુપીઓ બે રુપીઆ સુભાને ચરણે ધરે છે. આ યુયુત્સુ ઓસધ નીડર છે એટલું જ નહીં, નિર્યોગક્ષેમ બન્યો છે.

મૂલ્યપરિવર્તન થતાં જ જાય છે. લોકો પ્રકાશને બદલે દિવસ ને રાત અંધકાર સેવે છે, પશુઓ જોડે પુરાઈને પડી રહે છે. ચાર આંગળના ઘરમાં બાલબચ્ચાં ને ઢોરો સાથે મહીનાના મહીના જીવન વીતાવે છે. એક જણ ગભરાતું નથી, એક જણ અધીરું થતું નથી. 'એમાં શું ? બોલ પાળીએ છીએ ને ?' બોલ તુટે કે ઢોરો વેચાઈ જાય તેના કરતાં સડતાં ઢોરોને ગળે વળગી, પડી રહેવામાં તેમને જીવનની ખરી કીમત જણાય છે.

૭

પણ મોટામાં મોટું પરિવર્તન થયું હોય તો રાજ્યસત્તા તરફની ગુજરાતની દૃષ્ટિનું. ઇતિહાસકાળના પ્રારંભથી હિંદીના જીવન વ્યોમ પર રાજ્યસત્તાનું અધારું વાદળ છવાએલું હતું. તેની ગર્જનાથી તે કાંપતો; તેની વિદ્યુલ્લેખા જોઇ તે પ્રણિપાત કરતો. રાજા કાલનું કારણ; અન્નદાતા, કૃપાનાથ, દેવાધિદેવનો પ્રતિનિધિ. એ રાજાઓ ગયા, અને માબાપ બ્રીટીશ સલ્તનતની પ્રૌઢ છાયા જેટલી રક્ષતી તેટલી ગુંગળાવતી. એનો અવતાર ગોરો કલેકટર બહાદુર–સર્વસત્તાનો અધિકારી–મુગલ શહેનશાહના દમામથી ગામોમાં ફરતો; આપણામાંના શ્રેષ્ઠ તેને ઓટલે ઉભા રહી શિર ઝુકાવવામાં જીવનસાફલ્ય પામતા. ડેપ્યુટી કલેકટર આવી સત્તાનો હિંદી અવતાર. મામલતદાર એટલે તાલુકાનો ધણી. મામલતદાર સાહેબ આવે ત્યારે ગામ બહુ ઘેલું થતું હતું. એને નામે એક હવાલદારે

કરેલી આજ્ઞા કોની મગદૂર હોય કે શિરસાવદ્ય ન ગણે ? આ જુનાં મૂલ્યનું ચિત્ર એક વણટેવાએલી બાલક દૃષ્ટિએ કેવું લાગે તેનું વર્ષો પર મેં આવું વર્ણન આપ્યુ હતું:

"તેને [સુદર્શનને] એક ભાન રહ્યું. તેની ને તેના પૂર્વજોની મહત્તા, તે માત્ર તેની ખોટી કલ્પના હતી. તે બધા દેશીઓ માધવલાલ, પ્રમોદરાય તે માત્ર જુદે જુદે સ્વરૂપે મામાઇ શેઠ ને દલાલ વકીલ હતા. તાજા શીખેલા સસ્કૃત શબ્દોથી તેના મગજમાં એક ચિત્ર ઉભુ થયુ. એ બધા—

"लाङ्गूलचालनमधश्चरणावपातम् ।
भूमौ निपत्य वदनोदरदर्शनं च–"

ની ક્રીયામાં જીવન વીતાડતા હતા. તેની પીડિત કલ્પના શકિતએ મોટી શ્વાન સૃષ્ટિ ઉભી કરી. તે તે બધા સ્મિથને બગલે જતા હતા. મામાઇ શેઠ જેવા બગલામાં બેસી-ચહા પી પુછડુ પટપટાવતા હતા; દલાલીઆ શ્વાનો બંગલામાં ન જઇ શકવાથી હૃદયભગ્ન બની બહાર પુંછડી હલાવતા હતા; અને ઓટલા પર બેસી ચહા પીવાના લહાવા માટે એકમેકની સામે ઘુરકતા હતા."

બારડોલીમાં આ બધું બદલાઇ જાય છે. વેઠીઓ ચાકર સરકારનું ફરમાન માથે ઉઠાવવા કરતા વંશપરપરાની ચાકરી છોડે છે. પેઢીધરનો પટેલ જેને જોરે ગામનું રાજ્યતત્ર ચાલે તે રાજ્યસત્તાની આજ્ઞા માનવા કરતાં, પોતાની પદવી ત્યાગે છે. ૨૭ વર્ષની નોકરીથી વૃદ્ધ તલાટી પોતાનો અધિકાર પડતો મૂકે છે. મામલતદારો, ડેપ્યુટી કલેક્ટરો વીનવે પણ રસ્તાનો ચાલનાર પણ તેમનું માનતા નથી. કલેક્ટર સાહેબનાં નિમત્રણો સ્વીકારાતાં નથી—એમનાં પાન પડયાં પડયાં પેટીમાં સુકાઇ જાય છે. મહાન સત્તાધીશો બારડોલી જઇ શકતા નથી. કેમ કરી જવાય ? કોઇ વાહન આપશે નહીં, કોઇ ખાવાનુ આપશે નહીં...બે હાથની ઝુંપડીમાં નગ્ન રહેનાર એક કાળીપરજીઆ પાસે ઇંડા માગવા સત્તાધીશોનો સેવક જાય છે.

સર્જનકાળથી જેણે સેવા કરી છે એવો કાળીપરજીઓ પડકાર કરે છેઃ 'જા જા, હું નથી આપવાનો. અમે તો સ્વરાજમાં ભળ્યા છીએ.'

અવનીના ધણી થવાની આકાંક્ષા જેને છે એવી રાજ્યસત્તાના પ્રતિનિધિઓ, અવિનયી પઠાણોની તોછડાઇ સહેતા, સરકારી થાણામાં એકલા અટુલા પડી રહે છે. જ્યારે તેઓ બહાર ફરે છે ત્યારે તેમની સામે કોઇ જોતું નથી. સત્તાધીશો દાંત કચકચાવે છે; બારડોલી તેમની નિરધારી જોઇ હસે છે.

સત્તાધીશોમાં શ્રેષ્ઠનો જેને સકારણ 'સામંતચક્રચૂડામણિ' કહી શકાય, જેના નિમંત્રણોને મહાપુરુષો પણ મોક્ષ લેખે છે તે આવે છે. તેના નિમંત્રણનો કોઇને લોભ નથી. જેવો તે આવે છે તેવો તે પાછો જાય છે........ભયંકર મૂલ્ય પરિવર્તન ! કોઇએ સામ્રાજ્યની કારકીર્દીમાં આવું સાંભળ્યું હતું ? આવા સત્તાધિકારીના નિમંત્રણથી શું ગામડીઆઓની પ્રતિજ્ઞા ચઢે ? કાંઇ વાત છે ?........સત્તાધીશ ઉગ્ર પ્રકોપમાં સમશેર ખખડાવે છે, તોપના ધડાકાના પુરોગામી પડઘા પાડે છે.

જ્યાં મૂલ્યપરિવર્તન થયું નથી એવા પુનામાં, જે નવાં માહાત્મ્ય સમજ્યા નથી તેરાનાં હૈયાંઓ હોલવાઇ જવાની તૈઆરી પર છે. સુઓ બારડોલીમાં પ્રતિશબ્દ કરે છેઃ 'તમારાં તોપો લશ્કરો લાવો તો ખરાં. અમે એને માટે પૈસા આપ્યા છે. એક વખત અમારા ગામડામાં તેનાં દર્શન તો કરાવો.' બારડોલીમાં તોપના ધડાકાના પુરોગામી પડઘા સાંભળી બધા હસતા હતા. આજે ધડાકા થવા દો, કાલે આખુ ગુજરાત, આખું હીંદ સજીવ થશે....એ પડઘા ફ્રીમીઆગરે અમ્દાવાદમાં સાંભળ્યા. શાંત, સ્વસ્થ, ચિંતા જેને સ્પર્શતી નથી એવે અવાજે તેણે કહ્યું "આપણી શરતોનો છુટકો તો

સરકારને પીધે જ છુટકો.'' ......આ મૂલ્ય પરિવર્તનના વિજયપ્રયાણને મર્યાદા નથી. રાજ્યસત્તાના પ્રબળ અંગ સર ચુનીલાલને પણ એ પરિવર્તન પોતાનું કરે છે. સત્તાધીશને પણ પલાળે છે....

રાજ્યસત્તાનો ભય ગુજરાતમાંથી ગયો–પૂરો થયો. હવેથી રાજા કાલનું કારણ નહીં; પ્રજા રાજાનું કારણ અને આધાર.

૮

આક્ષેપ કરવાના ઇરાદાથી મને બારડોલીના સરદારનો સ્વયંનિર્ણીત અંગરક્ષક કેટલાકે કહ્યો છે. એ શું એક મૂલ્યપરિવર્તન નથી ? ધનસેવી ધારાશાસ્ત્રી વગર ફીએ વખત ખુએ; અદાલતનો અનુભવી અવ્યવહારુ દેખાતા પ્રતિજ્ઞાપાલનના દર્શનથી આર્દ્ર બને; સમાધાન એ રાજકીય પ્રવૃત્તિનો આત્મા છે એમ માનનાર અડગતા સેવી અપજશ લે; ડારતી, કંપાવતી માનવતાનો પ્રશંસક અહિંસામય અને સહનશીલ સત્યાગ્રહથી પ્રશંસામુગ્ધ બને : એ પણ આજ મૂલ્યપરિવર્તનનું એક દૃષ્ટાંત. ગુજરાતના હૈયાના ધબકારે પોતાનું હૈયું ધબકવા દેવું એમા નાનમ શી ? જેમને એમાં નાનમ લાગે તેમને ગુજરાતી જનનીને પેટે પડવાનો અધિકાર નથી.

મેં જડને અડગ ને અભય એવાં પુરુષ ને સ્ત્રી જોયાં. ન્યાત જાત ને સંપ્રદાયની તેમને પરવા નહોતી; ધન વૈભવ ને પ્રતિષ્ઠાનો તેમને મોહ નહોતો. બધાં માનવ નિર્બલતાની સીમાઓ વટાવી ગયાં હતાં. બધાં બારડોલી માટે ને બારડોલીદ્વારા એક ને અભેદ થઇ ગયાં હતાં. પ્રતિજ્ઞા માટે પ્રાણ દેવાની એકજ તેમને હોંસ હતી. એકજ શાસન હતું–જાતે નીમેલા સરદારની આજ્ઞાનું. એકજ ઇચ્છા હતી–વિજયની; એક જ ધર્મ હતો–બારડોલીના ટેકનો. વિરાટ પુરુષનાં બધાં એકતાન અંગ બની ગયાં હતાં. પ્રચંડ માનવતાના અધિકારીઓના

વિશુદ્ધ સંગઠન પર રચાએલાં, એક પ્રેરણાએ સજીવન, એક ધ્યેય 'તરફ' સંચરતા, ગુજરાતનાં ભવ્ય સ્વપ્નાં મેં જન્મભરથી સેવ્યાં હતાં. તે ગુજરાતનો ઉદય મેં બારડોલીમાં જોયો. એ ધન્યપળે સ્વપ્નસૃષ્ટિમાંથી ઉતરી આવેલા આ સત્યને મેં અંતરથી આવકાર આપ્યો, મૂલ્યપરિવર્તનનાં રહસ્ય પારખ્યાં, અને સત્ય જોયાં છતાં તેનો અસ્વીકાર કરવાની કાયરતામાંથી બચ્યો.

૯

મૂલ્યપરિવર્તનનું આવું જીવંત મહાકાવ્ય ગુજરાતમાં આ વર્ષે ગુજરાતીઓએ પોતાના જીવન વડે રચ્યું. એના લયના પડઘા હજુ સંભળાય છે. એ પરિવર્તનનો અર્થ શો? જે વસ્તુઓ અત્યાર સુધી જીવનનો આધાર હતી તે વીસરાય, જે વસ્તુઓનો હીસાબ નહોતો તે વધાવાય:—આમ જીવનનાં મહાત્મ્ય નવાં અંકાય એટલે શું? એટલે વિપ્લવ. જ્યાં મૂલ્યપરિવર્તન પુરેપુરાં થાય છે ત્યાં વિપ્લવનો પ્રારંભ થાય છે. જે રાજ્યક્રાંતિને પુરાણું ફ્રાંસ દુઃખ, ક્રૌર્ય ને અધમતાનો આરંભ લેખે છે, તેને માટે મીકલેટ ઘોષણા કરે છે; "હું વિપ્લવની વ્યાખ્યા આપું છું—નિયમનનો સંચાર, માનવના અધિકારનો પુનરુદ્ધાર અને ન્યાયનો પુનર્જન્મ." જે બારડોલીના વિજયને ઘણા અશાંતિનો ઉપોદ્‌ઘાત લેખે છે, તેને હું સ્વાતંત્ર્ય, સ્વાશ્રય ને શક્તિભર્યા ગુજરાતનું પહેલુ પ્રકરણ લેખું છું.

વિપ્લવ શબ્દના ઉપયોગથી કે લોહી રેડવાથી થાય છે એવી ભ્રમણા પ્રચલે છે. વિપ્લવથી માણસોની વૃત્તિ સંયમવિહોણી થઇ જઇ કેર વર્તાવે છે, એ હકીકત પણ ઇતિહાસમાં ઠેરઠેર જડે છે. પણ બધા જ વિપ્લવો સંયમ વિનાના નથી હોતા. પ્યુરીટનોએ ક્રોમવેલની પ્રેરણાથી કરેલો વિપ્લવ સંયમવિહોણો તો ન જ કહી શકાય. નેપો-

લીયનના વિગ્રહ પછી જર્મનીએ પુનરુદ્ધાર માટે કરેલા વિપ્લવમાં સંયમ થોડો નહોતો. સંયમ અને વ્યવસ્થા સહગામી છે, અને જે વિપ્લવ વ્યવસ્થાને પ્રથમ સ્થાને મુકે તેને સંયમવિહોણો કહેવાય નહીં. કડીતોડ વ્યવસ્થા એ બારડોલીના વીરોનું પ્રથમ લક્ષણ હતું. જ્યાં સરકારની સત્તા દેખાતી નહીં ત્યાં પણ જીવનક્રમ વ્યવસ્થિત રીતે જ ચાલ્યા કરતો, અને પાંચ મહીનામાં રાજ્યતંત્રથી ચાલે છે તેનાથી પણ સુંદર વ્યવસ્થા થઇ હતી. આ વિપ્લવ અવ્યવસ્થામાંથી સ્વાશ્રયી વ્યવસ્થા પ્રગટાવે છે એ એનાં અનેક સુંદર લક્ષણોમાંનુ એક સુંદરમાં સુંદર લક્ષણ છે.

એ અહિંસાત્મક છે, એ પણ એની વિશિષ્ટતા છે. અત્યાર સુધી અહિંસાને મુખ્ય અંગ ગણી એકે વિપ્લવ થયો નથી. એ છેલ્લે સુધી અહિંસાત્મક રહેશે કે કેમ એ તો ભવિષ્યનો એક મહા પ્રશ્ન. પણ અત્યારે અહિંસાએ બારડોલીનો પ્રયોગ વિજયી કર્યો છે એ તો નિર્વિવાદ છે. અને જ્યાં સુધી હાલ નજર પહોંચે છે ત્યાં સુધી એ અહિંસાત્મક રહે તેમાં જ એનો જયવારો છે.

વિપ્લવ જીવનક્રમની જરુરીઆત છે. વૃદ્ધ રાષ્ટ્ર બળી મરે છે અને તેની રાખમાંથી નવું રાષ્ટ્ર પ્રગટે છે. એ પુનર્જન્મની ક્રિયા તે વિપ્લવ. જે દેશનું વાર્ધક્ય જર્જરિત થયું છે તેને એવા પુનર્જન્મ શીવાય વિનાશમાથી બચવાનો બીજો માર્ગ નથી. એ વિપ્લવ અને તેના મૂલરૂપ મૂલ્યપરિવર્તનને આવકાર દેવો તેમાં જ ભાવિની સેવા સમાઇ છે.

જે વિપ્લવ બારણાં ઠોકી રહ્યો હતો તે બારડોલી વાટે પેઠો છે. ગુજરાતની ભસ્મમાંથી નવું ગુજરાત પ્રગટયું છે—નવું ગુજરાત જેની રૂપરેખાની આગાહી આપણે દરેક વર્ષે આ પ્રસંગે કરતા હતા તે. અને જ્યારે પોતાને બળે તે પોતાના સંસ્કાર અને જીવન ઘડવાનાં

સાધનો પ્રાપ્ત કરશે; જ્યારે પોતાની યુનીવર્સીટી અને પોતાના રાજ્ય-તંત્રથી શોભશે; જ્યારે તેનું સાહિત્ય અપૂર્વ વિશિષ્ટતાના સુવર્ણમય કૈલાસે પગ દેશે; ત્યારે—કોઇ એક વિરલ મહાકવિને કોઇ ગુજરાતણ જન્મ આપશે, જે ગુર્જરીને ગીર્વાણ ગિરાની મનોહર મીઠાશો રસી, પોતાની મોરલીના સૂરોથી હૃદયો મુગ્ધ કરતો, આપણા મૂલ્યપરિવર્તનની કથાને, ભાવિ જનતાના ઉદ્ધાર અર્થે, એક સરસ અને સનાતન મહાકાવ્યરૂપે સરજી જશે.

# સુવર્ણયુગનાં સર્જન

## ૧૯૨૯

સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આજનું ભાષણ શરુ કરતાં પહેલાં સદ્‌ગત શેઠ પરશોતમ વિશ્રામ માવજીના મરણની સખેદ નોંધ લઉ છું. સાહિત્ય, કલા ને પુરાતત્વના રસીઆ એ વિદ્યાવિલાસીના મૃત્યુથી મેં એક મિત્ર, સંસદે એક અગ્રગણ્ય સભાસદ, અને ગુજરાતે એક અમૂલ્ય રત્ન ખોયું છે.

સંસદ સ્થપાયે સાત વર્ષ પુરાં થયાં. આઠમા વર્ષના પ્રારંભે સસદ જે નવી પરિસ્થિતિમાં ઉભી છે તેની નોંધ લેવાની રજા લઉ છું.

સસદનો પ્રખર ઉત્સાહ મંદ પડતો જાય છે. ધગધગતો તાપ ઓછો થતાં ગગનગામી કોઇ રવિવિર્યમાથી કકડાઓ છુટા પડે તેમ આ ઉત્સાહ જતાં તેના કેટલાક ઉત્સાહી સભ્યો પોતપોતાની નીરાળી પ્રવૃત્તિઓ આદરી રહ્યા છે. કેટલાક સસદને પોતાના તાપ અને પ્રકાશનું કેંદ્ર બનાવવાને બદલે પોતાના નવા ગ્રહો પર તેજ વર્ષાવી રહ્યા છે. કોઇક, જ્યોતિર્મય વાતાવરણમાંથી દૂર થતાં કોઇ સૂર્ય વ્યોમમાં તેજવિહોણો ફરે તેમ નિરુત્સાહ થઇ ગયા છે. આપણે રવિમાલાઓને રસ્તે કોઇ સર્વવ્યાપી વિશ્વનિયમથી ખેંચાતા જઇએ છીએ

કે શું? અને જો જતા હોઇએ તો કોઇ મોટો ખળભળાટ, કોઇ વિનાશક ધૂમકેતુનું ભયંકર પ્રયાણ, કોઇ નવા સૂર્યોનો ઉદ્ભવ છુટેલાં અંગોને ભેગાં કરી, ગએલી એકતાનતા પાછી નહીં આણે? અત્યારે આવી આશાથી પ્રેરાઇ આ ઉત્સવમાં પહેલાંના ઉત્સાહથી જોડાઉં છું.

'ગુજરાત' રા. મોહનલાલ કોઠારી પાસેથી લઇ તેને સમૃદ્ધ કરવા રા. શયદા અને રા. સાદીકને આપ્યું હતું. પણ અણધાર્યા અંતરાયોને લીધે તે પોતાની ઇચ્છા અમલમાં ન મુકી શકયા. અને સાત વર્ષની મહેનતે સમૃદ્ધ એવું 'ગુજરાત' આજે ત્રમાસિકરૂપે ફરીથી જીવનપ્રયાણ શરુ કરે છે.

ગુજરાત બંધ કરવું એ પ્રશ્ન પણ ઉદ્ભવ્યો હતો. સંસદે એની દ્વારા અનેક આદર્શો, વિચારો, આનંદો પ્રસાર્યા હતા. વિજયરાય અને લાભશંકર, મસ્ત ફકીર અને ધનસુખલાલ, મનહરરામ અને બટુભાઇ ઉમરવાડીઆ, જ્યોતીન્દ્ર દવે અને મોહનલાલ કોઠારી અને દયાશંકર ભટ, દુર્ગાશંકર શાસ્ત્રી અને નરસિંહરાવ દીવેટીઆ, મણિલાલ નાણાવટી અને લીલાવતી મુનશી જેવાં અનેકોએ એની કીર્તિ અને સમૃદ્ધિ પાછળ બને તેટલાં તન, મન ને ધન આપ્યાં હતાં. મને તો એ પુત્ર સમ પ્રીતિનું અને મિત્ર સમ હૃદય ઠાલવવાનું સ્થાન હતું. એને મરવા દેવુ એ કેમ બને?

સાહિત્યના ઇતિહાસની યોજના વિશાળ સાહચર્યની આશા પર રચાઇ હતી. તે બે ત્રણ જણની મહેનત પર જ હવે અવલંબેલી હોવાથી સંકુચિત કરવાની જરુર પડી છે.

સંસદની પ્રવૃત્તિ પર સમય અને શક્તિ એકાગ્ર નહી રાખનારાઓમાં મોટામાં મોટો ગુનેહગાર હું છું. હું અણધારી ને બહોળી પ્રવૃત્તિઓમાં

ધસડાતો જોઉં છું. શરીર પહેલાંની માફક કહ્યું કામ આપતું નથી. સસદના સચાલકોના સમાગમનું સદ્‌ભાગ્ય પહેલાં જેવું મને મળતુ નથી.

જો નવો ઉત્સાહ નહીં પ્રગટે, જો નવાં કાર્યો વેગભર નહીં ઉપાડાય, જો નવા ઉત્સાહીઓનું સાહચર્ય નહી મળે તો ઠાલી નામ શા માટે સભારવાં?—અને ઠાલી ચીલાઓ શા માટે સાચવવા? અનિવાર્ય નિર્બલતા પ્રાપ્ત થતાં ડાયોજીનીસે પોતાને હાથે પ્રાણ લીધો હતો. એ તત્ત્વજ્ઞાનીને પગલે અનુસરવાનો વખત હજી સસદને આવ્યો હોય એમ મને લાગતું નથી. એના ધણા સભ્યોમાં હજી એકતાનતા છે, આદર્શની એકતા છે, પરસ્પર પ્રીતિ છે. એના ધણા મિત્રોની અમીભરી દૃષ્ટિ એના પર પડે છે. એના ધણા સ્નેહીઓ એનો અભિપ્રાય જાણવાની આતુરતા રાખે છે. 'ગુજરાત'ની ગેરહાજરી એના ધણા વાચકોને સાલ્યા વિના રહી નથી. જ્યાં સુધી આ સ્થિતિ છે ત્યાં સુધી ડાયોજીનીસને અનુસરવાનો પ્રસંગ ઉભો થયો નથી.

૨

મારા હૈયામાં કેટલા વખતથી ખિન્નતાનો સંચાર થયો છે. આપણામાં વ્યવસ્થિત ઉત્સાહ ટકતો નથી અને વ્યવસ્થા રચવાની શક્તિ જણાતી નથી. નવા વિચારો, નવા આદર્શો, નવી રચનાઓ જોઇએ તેવી ઝડપે મૂલ ધાલતા નથી; જગત જીતે એવો ઉત્સાહ આપણામાં પ્રગટતો નથી. દેશની, ગુજરાતની, મુંબાઇની સ્થિતિ જે જોઉ છું અને સાભળું છું તે શે મોઢે વર્ણવું? માનવતાની ઉણપ, અદેખાઇ ને કાયરતાની અવધિ, વ્યવસ્થાશક્તિનો અભાવ, દીર્ઘદર્શી આદર્શમયતાનો અસ્ત—આ બધાનાં જે મે દર્શન કર્યાં છે તેણે મારો ઉત્સાહ અને આત્મશ્રદ્ધા ડગાવી મુકયાં છે.

આખા ખંડમાં જીવન અસ્ત અને વ્યસ્ત જણાય છે. નેતાઓ એકબીજાની ચડસાચડસીમાં મગ્ન, અને ઠાલી શાબ્દિક વિગ્રહથી સંતુષ્ટ; નાના મોટા સમૂહો વ્યવસ્થા વિનાના, પરસ્પર વિરોધી ભાવનાથી પ્રેરિત; શ્રેષ્ઠો સ્વાર્થમાં ચકચૂર, સામાન્યો કાયરતામાં નિઃસત્ત્વ; પ્રતિસ્પર્ધીઓ દ્વેષમાં ઉન્મત્ત, સર્વવ્યાપી પરદેશીઓ બધી રીતે સુસજ્જ. જીવ ખોનારની વારે ધાતાં ભલાભલાની કાય કાંપે છે; જુલ્મની ફરીઆદ કરતાં જીભ સુકાય છે; સત્યનું પ્રતિપાદન કરવાની ઉત્કંઠા થતાં પ્રાણ ગુંગળાય છે. કરોડો, પ્રતાપી આદર્શોથી પ્રોત્સાહિત મધ્યવર્તી નાયકગણ વિનાના આંધળા, કીડીમંકોડીની માફક, જેમ તેમ જીવન વીતાવે છે. સ્ત્રીઓ, અજ્ઞાન અને અધીન, સ્વાર્થી પુરૂષોની ઘાણીમાં પીલાય છે. બાળકો, નિર્બલ અને નિરાધાર, અજ્ઞાન માબાપોના ભોગ બને છે. સ્વજનો, દેવમંદિરોના આપણે દીધેલાં દ્વારો ખોલવાને અશક્ત, ભાંડુ ભાવ કેળવી શકતાં નથી. અને દેશના ખરા કે ખોટા ભાગલા કરવાને ઉત્સુકો કમર કસી મંડયે જ રહે છે. આપણે બધા, પ્રતિસ્પર્ધીઓનો દોર શમાવવા અને માંહ્યોમાંહ્ય એકતા આણવાને કાયર, ભેદાભેદથી વિભક્ત, ચારે તરફથી વિજયી આક્રમણના ભોગ બની રહ્યા છીએ.

શું નવસૃષ્ટિનું સર્જન આપણને શક્ય નથી ? શું એ સર્જન માટે નિઃસીમ ઉત્સાહ ને પ્રચંડ પરાક્રમ આપણને નહીં સાંપડે ? આર્યાવર્ત હતું તેવું નહીં થાય ? આર્યો અભય અને ઉત્સાહી નહીં બને ? પુરાણી પ્રજાઓ નવપલ્લવિત થઈ છે. શું ભારતનેજ લલાટે મરણાકાંક્ષીની માફક યમ-રાજની વાટ જોવાજ લખાયું છે? આ યયાતિનું વાર્ધક્ય સાટામાં લઈ તેને જુવાની બક્ષવાનું તેના કોઈ પુત્રના હાથમાં નથી? શું આર્યાવર્તનું પુણ્ય પરવાર્યું ? આ પ્રશ્ન, પુછવે ભયંકર અને ઉત્તરે પણ તેવોજ ભયંકર.

આવા જ પ્રશ્નો સવાસો વર્ષ પર હર્ડરે જર્મની વીશે પુછ્યા હતાઃ રાષ્ટ્રો, દેશો, રાજ્યો, વૃદ્ધ બની મરી જાય કે નવયૌવન પ્રાપ્ત કરી શકે? અને કરી શકે તો કેવી રીતે? પચીસ વર્ષમાંજ નવા જર્મનીએ એ પ્રશ્નોનો જવાબ દીધો હતો.

આવી ખિન્નતાથી પ્રેરાઇ ચિંતાતુરોએ અનેક વાર આ દેશ માટે પણ એવા પ્રશ્નો કર્યા છે.

૩

આવા એક ખિન્નાત્માની મૂર્તિ અત્યારે મારી નજર આગળ ખડી થાય છે...

આશરે ૧૬૦૦ વર્ષ પર, આર્ય સંસ્કારનાં સ્તભરૂપ મહારાષ્ટ્રીય નરપતિ યજ્ઞશ્રી શતકર્ણીના રાજ્યકાલમાં, એક વિદ્વાન પૌરાણિક મત્સ્યપુરાણ રચતાં એવી ખિન્નતા અનુભવતો હતો. તે ચારે તરફ નજર નાંખે છે: ચપાવતી ને મથુરામાં નાગો; સુરાષ્ટ્ર ને અવતિમાં આભીર, શૂદ્ર, અર્બુદ ને માલ્વ–બ્રહ્મતેજ વિનાના મ્લેચ્છપ્રાય; સિંધમાં ચંદ્રભાગાને તીરે, કુંતી દેશમાં, કાશ્મીરમાં શૂદ્રો, વ્રાત્યો, મ્લેચ્છો;— બધા "અબ્રહ્મવર્ચસઃ ધર્માનૃતપરાઃ ફલ્ગુદાઃ તીવ્રમન્યવ:" –બ્રહ્મતેજ વિનાના, ધર્મ ને સત્યથી પર, કચરા જેવા, ખીજાજીનાં ડીંગલાં. ઉત્તર હીંદુસ્તાનમાં, રજપુતાનામાં, સિંધ, મધ્યપ્રાંત ને ગુજરાતમાં, દખ્ખણના થોડા ભાગમાં એક ચક્ર રાજ્ય કરતા હતા–વિધર્મી પિતાના પરદેશી ને પરસસ્કારી પુત્રો. આર્યાવર્ત છિન્નભિન્ન થઇ ગયું હતું.

પુરાણકારના હૈયામાં ખિન્નતા સચરે એમાં શી નવાઇ?

હજારો વર્ષ થયાં એના જેવા આર્યોએ સુંદર સ્વપ્નામાં જોયું હતું, સરસ વાણીમાં ઉતાર્યું હતું, અને અનહદ પરાક્રમે સર્જવું શરુ

કર્યું હતું–આર્યાવર્ત, એક અને અભેદ્ય. તેમણે સમુદ્રથી તે સમુદ્ર સુધી, ગિરિથી ગિરિ સુધી વિસ્તરેલા આર્યાવર્તને એક પ્રદેશ માન્યો હતો. પાપવિમોચની સાત ગંગાઓની પવિત્રતા ગામે ગામના જલમાં 'जलेऽस्मिन् संन्निधिं कुरु–'કહી એમણે મૂર્તિમાન કરી હતી. સાત કુલપર્વતની ઓથમાં એનું સ્વાસ્થ્ય સચવાએલુ માન્યું હતું. સાત નગરીની સમૃદ્ધિમાં મોક્ષદ્વાર જોયું હતું; સાત ઋષિઓને આખા દેશના જીવનવિધાતા માન્યા હતા. સાત જન્મનાં પાપ વિનાશવા, એમણે જગે જગનાં જ્યોતિર્લિંગોની ભક્તિથી પ્રેરિત દરેક પ્રાંતના વાસીઓને આખા દેશમાં મોકલી આપ્યા હતા. એમણે અથર્વવેદમાં ઉચ્ચાર્યું હતું: 'यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे यस्यां देवा असुरा नभ्यवर्तयन्'१ આર્યાવર્તની એકતા સતેજ રાખવા એમણે યયાતિ, ભરત અને સગરને સમ્રાટ ને એકરાજ માન્યા હતા. જરાસંધે એ માન્યતા સિદ્ધ કરતાં જીવ ખોયો હતો. કૃષ્ણ વાસુદેવે એ એકતાની પ્રતિમા બની અર્ધ્ય મેળવ્યો હતો. ચંદ્રગુપ્ત મૌર્યે ને કૌટિલ્યે એ એકતાની સંપૂર્ણ સિદ્ધિ કરી હતી.

આર્યને મન આર્યત્વ એટલે દેવનિર્મિત આ બ્રહ્માવર્તની ભક્તિઃ એની ધુળ એના માથા પર, એનું જલ એની જીહ્વા પર; એના મહાત્મા તે એના દેવ, એનું મહાત્મ્ય તે એનું જીવન. એના સંસ્કાર તે એનો ધર્મ. એનો વિજય ને એનું સ્વાસ્થ્ય એ એનો મોક્ષ. એની સરહદ બહારનાની એને પ્રેરણા નહીં, એની સરહદ ઓળંગતા એને શાતા નહીં. અહીંઆ જ રહેવું ને મરવું, અહીંઆના દેવ ભજવા ને મંત્ર સેવવા, અહીંઆથી જ ને અહીંઆનાને જ હાથે તર્પણ પામવું–

૧ અહીઆં પૂર્વે પૂર્વજનો વિચર્યા, અહીઆ દેવે અસુરને મહાત કર્યા.

આ જ આર્યનું આર્યત્વ. આ બધામાં જ એક ને અભેદ આર્યાવર્તની એની ભાવનાની પરમ સિદ્ધિ.

૪

મત્સ્યપુરાણકાર જુએ છે તો બહાર અંધકાર છે, અંતરમાં પણ અંધકાર છે. એ અંધકારમાં એક વીજળી ચમકે છે. મગધમાં વિશ્વષ્ફણીનો પ્રતાપ દેખાય છે. તે દેખાવે બાયલો, પણ યુદ્ધે વિષ્ણુ, શત્રુઓને પૃથ્વી પરથી ઉખેડી બીજાને ક્ષત્રિપદનું સામર્થ્ય આપે છે. તે આર્ય છે, દેવ, પિતૃ ને બ્રાહ્મણનો સેવક છે; અને રાજ્યસત્તા પ્રસારી, ગંગાતીરે જઇ, શરીર દમી ઇંદ્રલોક વિચરે છે.

આર્યત્વના વારસો આજે વિશ્વષ્ફણીને વીસરી ગયા છે. આવતી ઉષાનો, હવે પછી આવવાના સોનાના સુરજનો એ અરુણ હતો. ભવિષ્યમાં જોવાને, આ અરુણને ઓળખવાને, અસમર્થ મત્સ્યપુરાણકારની ખિન્નતાનો પાર નથી. સુવર્ણયુગનાં નામ ને નિશાન નથી; 'ફલ્ગુદા: તીવ્રમન્યવ:' :–કચરા જેવા ને મીજાજના ડીગલાનો સાગર ગાજી રહ્યો છે.

નિરાશાની ચિતામાથી અમર આશાનો દિવ્ય દેહ ઉભો થાય છે. વિનાશ પ્રસરતો લાગે ત્યારેજ નવ સૃષ્ટિનાં બીજ રોપાય છે. સુવર્ણ યુગના સર્જન ઠંડી મીઠી ચાંદનીમાં થતાં નથી; વિપત્તિના રાડામાં, મહાઆદર્શની આગમાં, દિશા પ્રજ્વાલતા ઉત્સાહે, મહત્ત્વાકાંક્ષ ને ત્યાગનાં દાવાનલની સોનેરી જ્વાલાઓમાં થાય છે.

ગંગાના પ્રદેશોમાં, પ્રયાગ, સાકેતા ને મગધમાં રાજ્ય કરે છે—ગુપ્તવંશજ. કયો ગુપ્તવંશજ? શું એનું નામ? તે 'ફલ્ગુદા:, તીવ્રમન્યવ:' માંનો એક નથી. એક વાસુદેવની ગુપ્તી રાણી ના સ્મરણ રહ્યા છે.

એક શ્રીગુપ્તે (che-li-Kito) ચીની મુસાફરો માટે ધર્મશાળા બંધાવી હતી. એક બીજ માત્ર તે હતો: અણુથી પણ નાનો, વિસ્મરણની ધુળમાં ઢંકાએલો, ગુપ્તવંશજ. તેનો પુત્ર ઘટોત્કચ ગુપ્ત—એ પણ એક અણુ. 'તીવ્રમન્યવ' ને તેની પરવા નથી. ખિન્નાત્માઓના ખેદનો પાર નથી.

ઘટોત્કચનો પુત્ર ચંદ્રગુપ્ત; ચંદ્રગુપ્ત મૌર્યના રાજનગર પાટલિપુત્રના ભગ્નગૌરવ રાજમહાલયમાં ફરતો એક નાનકડો રાજા; જેની શક્તિમાં જોઇએ તો સંકલ્પ, સૈન્યમાં આત્મબળ, સમૃદ્ધિમાં સાહસ, દીર્ઘદૃષ્ટિ, ને સંસ્કાર; બ્રહ્માંડ પ્રગટાવે એવો એ એક અણુ—બ્રહ્માંડ પ્રગટાવવાને ઉત્સુક.

એણે સુવર્ણયુગનુ ખાત મુહૂર્ત કરવાનો સંકલ્પ કર્યો, તે જઇ લીચ્છવીની રાજ્યકન્યા કુમારદેવીને પરણ્યો ને લીચ્છવીનો પ્રદેશ પહેરામણીમાં સ્વીકાર્યો. બેના લગ્ને મગધ એક બન્યું; બેના સાહચર્યે મીજાજીના ડીંગલાના મીજાજ ઉતર્યા; બેનાં પરાક્રમે પતિ 'મહારાજાધિરાજ' બન્યો, પત્ની 'મહાદેવી' બની.

મહારાજાધિરાજ ચંદ્રગુપ્તે, કુશાનના છિન્નભિન્ન થએલા મહારાજ્યને હાથ દેખાડયો; વિંધ્યશક્તિના પુત્ર પ્રવરસેનનું સમ્રાટપદ સુકાવ્યું; સિંધુના સાત મુખ ઓળંગી બાલ્હિકોને હરાવ્યા.

આ યુગલનાં પરાક્રમોની કથની ઝાઝી રહી નથી, પણ તેમના પુત્રે પડાવેલા તેમનાં લગ્નના સીક્કામાં ચંદ્રગુપ્ત તેની મહાદેવીને વીંટી આપતો હજુ ઉભો છે...આ ચિત્ર રાજારાણીના લગ્નનું એક દૃશ્ય નથી. એ વીંટીના દાનમાં પ્રચંડ આત્માઓનો સંયોગ રહ્યો છે. એમની ઔંઢળગાંઠમાંથી ભારતની મહત્તા પ્રગટી, એમના સંયુક્ત પ્રતાપે એને સુવર્ણયુગ સાંપડયો. આવું વીર યુગલ ઇતિહાસે જોયું નથી ને કથાએ કલ્પ્યું નથી. એમની આગળ જસ્ટીનીઅન ને થીઓ-

ડોરા ઝાંખાં પડે છે. એમના પુત્રની પ્રશસ્તિમાં એમનો ગર્વભર્યો ઉલ્લેખ આવે છે :

महाराजाधिराज श्री चंद्रगुप्तस्य पुत्रस्य 'लिच्छवी दौहित्रस्य महादेव्यां कुमारदेव्यामुत्पन्नस्य-

આમ ચંદ્રગુપ્ત ને કુમારદેવી–ઇતિહાસનું અમર યુગલ, આછા પ્રકાશમાં અદ્ભુત, ભરતખંડનો ભૂતકાલ દીપાવી રહ્યું. ત્યાર પછી આવા સમાન ને મહત્ત્વાકાંક્ષી નરનારીનો સંયોગ પૃથ્વીએ ભાગ્યેજ ફરી જોયો છે.

૫

ઇસ્વીસનના ચોથા શૈકાના પહેલા ચરણમાં આ અદ્વિતીય યુગલને પુત્ર થયો. ત્યારે શું થયું તેનો ઇતિહાસ કાલિદાસે સાચવ્યો છેઃ

દિશા પ્રસન્ન થઇ, મનોહર મરુત વાયા; અગ્નિએ જમણી તરફ ઉડતી જ્વાલાએ હવિ સ્વીકાર્યો; ચારે તરફ શુભસૂચન થયું. આવાઓનો જન્મ લોકના અભ્યુદયને માટે જ હોય છે.

જ્યારે સમુદ્રગુપ્ત મોટો થયો ત્યારે તત્ત્વદર્શી પિતાના હર્ષનો પાર ન રહ્યો. ઇ. સ. ૩૩૫ ના આશરામાં તેણે 'આજ યોગ્ય છે,' કહી પુત્રને પૃથ્વી પાળવાની આજ્ઞા કરી. દ્વેષી કુટુંબીઓ મ્લાન મુખે, ને રાજસભા સંતોષથી જોઇ રહી. દીર્ઘદર્શી પિતાઃ એને રાજ લેતાં અને છોડતાં આવડ્યું. સુયોગ્ય પુત્રઃ એણે યોગ્યતાની અવધિ કરી.

સમુદ્રગુપ્તની કારકીર્દી એના મહાદંડનાયક હરિષેણે અલ્લાહબાદના લેખમાં અમર કરી છે, અને એના પુત્રના મિત્ર કાલીદાસે રઘુવંશના ચોથા સર્ગમાં રઘુના દિગ્વિજયરૂપે સનતાન સાહિત્યમાં આલેખી છે. આ વિષયમાં ઘણું સંશોધન થયું છે. વીન્સેંટ સ્મીથ જેને Indian

Napoleon કહે છે તેના સર્વભક્ષી વિજયનો ઇતિહાસ સંશોધનકારોના નિબંધોમાં મળી આવે છે. પણ આ નિબંધ નથી, માત્ર એક ચિત્ર છે.

તેને જોઇ ધુમાએલા અગ્નિની માફક દુશ્મનોનો દ્વેષ ભભુક્યો. પણ એની સામ્રાજ્યદીક્ષા જેવી તેવી નહોતી. **नवे तस्मिन् महीपाले सर्वं नवमिवाभवत्**–જેવો નવો મહીપાલ તેવું જ બધુ નવું થઇ ગયું.

હરજટાથી ભ્રષ્ટ થએલી ગંગા સમી સેના લઇ આ ભડવીર ભગીરથે પોતાના પ્રાબલ્યજલે આખું આર્યાવર્ત તાર્યું. એણે અનેક રાજાઓ માર્યા અને તેમનાં રાજ્ય લીધાં; અનેક રાજાઓ શરણે આવ્યાં તેનાં રાજ્યો તેણે પાછાં સોંપ્યાં. તે દક્ષિણમાં કાંચી સુધી જીતતો ગયો; પાછા ફરી, તેણે સહ્યાદ્રિ ઓળંગ્યો; માલવા, ગુજરાત, ઉત્તર હિન્દમાં 'યવનીમુખ પદ્મ' પરનો 'મધુમદ', તેમના પતિઓને મારી, ઉતાર્યો. સરહદના–આસામ, નેપાલ ને જલંદરના નરપતિઓએ સેવા સ્વીકારી, દૈવપુત્ર–પશ્ચિમ સરહદના કુશાન રાજાઓ; ષાહિ ષાહાનુષાહી–ઇરાની શહેનશાહ શાપુર હશે ?–; શક ને મુરુંડ; સિહલ–લંકાનો અધીપ મેઘવર્મા: આવા અનેક રાજાઓએ 'આત્મનિવેદનથી, કન્યાઓની ભેટથી, ગરુડની મુદ્રાવાળાં શાસનો યાચી, મૈત્રી કરી.' તેણે બાહુવીર્યથી આર્યાવર્તને એક કરી નાંખ્યું.

એની વીરતાના વર્ણન સાંભળી કલ્પના કશુ કરતી નથી. એ 'વ્યાઘ્રપરાક્રમ,' 'અપ્રતિવાર્યવીર્ય' તરીકે પંકાયો; 'સર્વરાજોચ્છેત્તા' તરીકે સ્વીકારાયો; 'અજિતરાજજેતાજિત' તરીકે 'કૃતાંતપરશું'નું પદ પામ્યો.

એના સીક્કાઓમાં આ "વ્યાઘ્રપરાક્રમ," મોઢું, ગર્વભર માથું પાછું નાંખી, તેજસ્વી આંખે પ્રતાપ વર્ષાવતો, વિશાળ સ્નાયુવાળી છાતી વિસ્તારી, હાથમાં ભાલો કે પરશુ લઇ જગતને ડારતો હજુ ઉભો

છે. તે પ્રચંડ છે. તેણે કુંડળ, બધ બેસતી સુરવાળ, આજના 'ફ્રોકકોટ' જેવું બખ્તર અને માથે કુશાન રાજાઓ જેવી ટોપી પહેર્યાં છે. સોળસેં વર્ષે, નાનકડા સીક્કામાંથી, આ પ્રતાપી વીર આર્યાવર્તનાં વિજયશાસનો ઉચ્ચારી રહ્યો છે ને કાંપતાં હૃદયો ને હીમત ને પ્રેરણા આપી રહ્યો છે. જે આર્યત્વનો એ અધિષ્ઠાતા છે તેમાં કાયરતા કે પરાજયને સ્થાન નથી.

આ 'કૃતાંતપરશુ' એટીલા કે જગીઝ સમો, કઠોર હૃદયનો વિનાશક ન હતો. પ્રચંડ પરાક્રમશીલતા સાથે તેણે સાંસ્કારિતાનો સમન્વય કર્યો હતો. તે વિષ્ણુનો ભક્ત હતો અને ચક્રધરના ગરુડથી પોતાના શાસનો આંકતો. તે શાસ્ત્રજ્ઞ હતો, તેની બુદ્ધિ બૃહસ્પતિ સમી તીવ્ર હતી. તે મોજીલો હતો અને તેણે મોજ કરવા ઐરીકીનમાં 'સ્વભોગ'-નગર, વસાવ્યું હતું. લલિત કલામાં તે તબુરુ ને નારદને વીસરાવતો. અને વીણા એનું પ્રિય વાજિંત્ર હતું એમ સીક્કા ઉપરથી લાગે છે. વિદ્વાનોનો તે આધારરૂપ હતો. તેણે કાવ્યો રચ્યાં, કવિતાથી કીર્તિ મેળવી ને તે "કવિરાજ" પદ પામ્યો. આ વર્ણનો વાંચતાં જુલીઅસ સીઝરનાં સ્મરણો થાય છે—ના, વીસારે પડે છે.

એના હૃદયમાં અનુકંપા ઉભરાય છે. દીન, અનાથ ને આતુર જનના ઉદ્ધારની એણે મંત્રદીક્ષા લીધી હતી. તે લોકાનુગ્રહનો અવતાર હતો.

"એ અપ્રતિરથવીર્ય ક્ષિતિ જીતી, સુચરિતથી સ્વર્ગ જીતે છે."

એ પરાક્રમમૂર્તિ હતો એટલું જ નહી પણ સુવર્ણયુગનો સ્રષ્ટા હતો. સુવર્ણયુગનાં સર્જન યુદ્ધાંના ઢગથી કે વિજયના દુદુંભિનાદથી થતાં નથી, તેમજ સગીતના આલાપથી કે તરબોળ કવિતાની સરસ-

તાથી થતાં નથી. પ્રભાવભર્યા આદર્શની સર્વવ્યાપી સંજીવની વિના સુવર્ણયુગ શક્ય નથી. સમુદ્રગુપ્તે આ સંજીવની હાથ કરી હતી.

ભારતમાં ત્રણસો વર્ષે ફરીથી એણે અશ્વમેધ કર્યો. સીક્કાઓમાં હજી તેની સહધર્મચારિણી મહાદેવી દત્તદેવી વિજય કરી પાછા ફરેલા વાજિરાજને પીંછી ઓરાઢતી ઉભી છે. 'પરાક્રમાંકદેવ' 'અશ્વમેધપરાક્રમ' બને છે; 'પરાક્રમાદિત્ય'નું બીરુદ છોડી 'ધર્માદિત્ય'નુ બીરુદ લે છે; અને જગત જીતી મેળવેલી સમૃદ્ધિનું છુટે હાથે દાન કરે છે. વીરતા આદર્શને નમતું આપે છે ને પરાક્રમ ભાવનાપ્રધાન બને છે. બાહુપાશમાં એક કરેલું આર્યાવર્ત ધર્મશાસ્ત્રને તે અભેદ્ય બનાવે છે.

राजाधिराज : पृथिवीमवित्वा
दिवं जयत्यप्रतिवार्यवीर्य : ।[1]

૬

આ 'ધર્માદિત્ય'ને કોણે ધર્મ પ્રેર્યો ? ઇસ્વીસનના પાંચમા સૈકાથી તે આજ સુધી એક સ્મૃતિ આર્યોના જીવનનું મૂળ બની રહી છે. મનુસ્મૃતિ કીર્તિમાં શ્રેષ્ઠ ગણાય છે ખરી પણ વ્યાવહારિક દૃષ્ટિએ આ જ સ્મૃતિ ખરેખર શ્રેષ્ઠ સ્વીકારાઇ છે. મિતાક્ષરાદિ ધર્મગ્રંથો એને જ પોતાનો આધાર લેખે છે. તે યાજ્ઞવલ્ક્યસ્મૃતિ.

આ સ્મૃતિ આગળ થએલી સ્મૃતિઓમાં ઝાઝો ફેર કરતી નથી પણ તેમનાં અંગોને વ્યવસ્થિત કરી, સુગ્રથિત શાસનરૂપે રજુ કરે છે. આ સ્મૃતિના રચનાર મિથિલાના યોગીન્દ્ર સમુદ્રગુપ્તના સમકાલીન હતા એમ કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે.

---

૧ એ અપ્રતિવાર્યવીર્ય રાજાધિરાજ પૃથ્વી જીતવાની બાકી ન રહેવાથી સ્વર્ગ જીતે છે.

પ્રશ્ન થાય છે : આ સ્મૃતિનું શાસન કયા રાજકર્તાએ આર્યાવર્તમાં પ્રવર્તાવ્યું ? યાજ્ઞવલ્ક્ય સ્મૃતિને આર્યાવર્તનો સંસાર ઘડવાનો કયા રાજાએ પરવાનો આપ્યો ?

આ યોગીંદ્ર રાજધર્મ શીખવે છે :

ધર્મથી અલબ્ધને મેળવવું, લબ્ધને યત્નથી પાળવું, પાળેલું યત્નથી વધારવું, વધેલું સુપાત્રને આપવું...વિપ્રને દીધેલું દાન રાજાઓનો અક્ષય નિધિ છે.

આ પાઠ કોને શીખવ્યો ?

યોગીન્દ્ર ધર્મનું લક્ષણ કહે છે :

देशकाल उपायेन द्रव्यं श्रद्धासमन्वितम् ।
पात्रे प्रदीयते यत्तत्सकलं धर्मलक्षणम् ॥[1]

આ ધર્મ કોણે પ્રવર્તાવ્યો ?

યોગીન્દ્રે આજ્ઞા કરીઃ 'જ્યાં કૃષ્ણ મૃગ વિચરે ત્યાં ધર્મ શીખવ.' આ કોને કહ્યું ?

ઇતિહાસના આ અગમ્ય કોયડા કલ્પનાથી ઉકેલવાની ધૃષ્ટતા કરું ? એ યોગીન્દ્રનો શિષ્ય ને એમણે શીખવેલા ધર્મનો પ્રવર્તક તે પરાક્રમાંકદેવ.

યોગીન્દ્રે શીખવેલો ધર્મ નવો નથી જુનો છે. જે અસ્પષ્ટ હતું તે એણે સ્પષ્ટ કર્યું અને જે જરુરનું હતું તેને પ્રધાન્ય આપ્યું. આ ધર્મનું લક્ષણ દાન–દાન ગમે તેને નહિ પણ પાત્રને;–અક્ષીસ

૧ દેશકાલ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક જે દ્રવ્ય સુપાત્રને આપવામાં આવે તે સર્વ ધર્મનું લક્ષણ છે. યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, ૧. ૫.

તરીકે નહીં, ઉપહાર તરીકે;—મહેરણાની તરીકે નહીં, અર્ઘ્ય તરીકે. યોગીન્દ્રની દાનની ભાવના અનુપમ છેઃ સંસ્કારસ્વામીને દીધેલી અંજલિ તે દાન. યોગીન્દ્રની આજ્ઞા છેઃ

વિદ્યા ને તપવીહોણાએ દાન લેવું નહીં. એવાને દેનાર ને એવા લેનાર બન્નેની અધોગતિ છે. ૧...બધાના પ્રભુ વિપ્ર છે. તેમાં શ્રુતિના અધ્યયન કરનારા શ્રેષ્ઠ, તેમાં વળી ક્રિયાવાન ને તેમાં પણ જ્ઞાની. ૨...આટલેથી યોગીન્દ્રની કસોટી પુરી થતી નથી.

જે લેવાને સમર્થ છે છતાં દાન લેતો નથી તે દાનવીરનો પણ સમાન છે...વિદ્યા એકલી નહીં, તપ એકલું નહી પણ જેમાં એ બે સાથે ક્રિયા મળી હોય તે પાત્ર...આવા ચાર ધર્મજ્ઞો ને ત્રણ વિદ્યાને જાણનારની સભા તે પર્ષદ. આ પર્ષદ કહે તે ધર્મ.

સસ્કારસ્વામીઓનું આર્થિક સ્વાતંત્ર્ય ને સર્વોપરિતા એ યાજ્ઞવલ્કયના નવવિધાનનું સૂત્ર છે. કવિ, જ્ઞાની, તપસ્વી, શાસ્ત્રવિશારદના સ્વાતંત્ર્યનું મૂલ દાનમાં છે.

બુદ્ધિશાલી, ભાવનાશીલ પૈસા કમાવામાં વખત ગુમાવે તો સંસ્કારસ્વામીનું પદ પ્રાપ્ત કરી શકે નહીં. અને પૈસા ન મળે તો માત્ર તે પદની આકાંક્ષામાં કેટલા બુદ્ધિશાળી ભુખે મરવાને અને સ્ત્રીસંતાનને ભુખે મારવાને હિમ્મત કરે? સસ્કારના સંરક્ષકોને ભુખે ન મરવું હોય તો સામાન્ય રીતે કયાં તો રાજા પર કે કયાં તો પ્રજા પર આધાર રાખવો પડે. જો રાજા પર આધાર રાખે તો જ્ઞાની ચાડીઓ બને, કવિ બારોટ બને, તપસ્વી કંચુકી બને, આચાર્ય પ્રિય માણવક બને, ન્યાયશાસ્ત્રી રાજાની ખુશામતને શાસ્ત્ર લેખતો

---

૧ યાજ્ઞવલ્કયસ્મૃતિ ૧,૧૯૯.
૨ ,, ૧,૨૦૦.

થાય. જો એનો આધાર પ્રજાની મહેરબાની પર રહે તો જ્ઞાની રેડીઓ દ્વારા રંજન કરવાનું શીખે, કવિ કાવ્યમય જાહેરખબર લખે, ન્યાયશાસ્ત્રી શીતી મોટાઇ પ્રમાણે ન્યાયનું વાજબીપણું ઠેરવે, તપસ્વી બાબુલનાથને રસ્તે પચાગ્નિ સળગાવે, આચાર્ય સ્ત્રીઓ પાસે ચરણસ્પર્શ કરાવવાનો ફીસીઓ હાથ કરે.

સસ્કારસ્વામીઓ આદર્શોના સ્રષ્ટા ને પ્રવર્તકો છે. એમના સામર્થ્ય વિના જીવન ઉદાત્ત બનતું નથી અને કર્તવ્ય ઉચ્ચાભિલાષી રહેતું નથી. એમની પ્રેરણા વિના વીર ને ખાટકી વચ્ચે, રાજા ને લોકધનના લુટારુ વચ્ચે, મનુષ્ય ને પશુ વચ્ચે ભેદ રહેતો નથી. એમના પર વ્યક્તિધર્મ, કુટુંબધર્મ, સમાજધર્મ ને સ્વદેશધર્મનો આધાર છે. અને સસ્કારસ્વામી સ્વતંત્ર, સ્વાધીન અને સતુષ્ટ રહે તોજ ધર્મ પણ સનાતન અને સ્વતત્ર રહે છે. એ સસ્કાર પ્રસારે તે સૂર્યનારાયણની માફક, આત્મસમૃદ્ધિના ઉભરાટથી. જે ધન માટે આદર્શ સેવે એ સસ્કારસ્વામી નહી. અને તેથી યોગીન્દ્ર પૈસા લઇ સસ્કાર દેનારા ભૃતકાધ્યાપક ને કિક્ષબ, કન્યાને ભ્રષ્ટ કરનાર ને ચાડીઆની હારે બેસાડેછે.

દાનની અંજલિથી સસ્કારસ્વામી ભગ્નગૌરવ થયા વિના જીવનનો નિર્વાહ કરી શકે છે. દુઃસહ દીનતાથી તરવરતા જતુસમૂહોથી ભર્યો એવો આ વિશાળ ખંડ, પરદેશી, પરસસ્કારીઓના ઝોળાઓનો દર વર્ષે થતો સંચાર, જુદા જુદા સંસ્કારોનો આંતર વિગ્રહ, 'ફલ્ગુહાસ્તીત્રમન્વયઃ'–કચરા જેવા બીજાજીના ઢીગલાઓઃ આ બધાથી ઉભી થએલી વિત્રમ પરિસ્થિતિમાં દીર્ઘદર્શી યોગીંદ્ર સસ્કાર-સ્વામીઓની સર્વોપરિતા સાચવ્યા વિના આર્યાવર્તને અભેદ્ય રાખવાનો બીજો કયો રસ્તો શોધી શકે ?

સુવર્ણયુગના આ સ્રષ્ટાઓની દૃષ્ટિ ખરી હતી, આપણી કેળવાએલી દૃષ્ટિ નહીં. સમુદ્રગુપ્તની કીર્તિ એક માત્ર પ્રશસ્તિરૂપે રહી છે. આર્યરાજાઓ લીસોટા બન્યા છે. પરરાજ્યો આવ્યાં ને ગયાં. અને પરસંસ્કારનાં પૂર પણ આવ્યાં ને ગયાં. અને છતાં આપણા સંસ્કારસ્વામીઓ પોતાના સ્વાતંત્ર્ય ને સ્વાધીનતાને બળે આર્યાવર્તને અભેદ્ય રાખી શક્યા છે. આજે રાજકીય ને સાંસ્કારિક પરાધીનતામાં જ્યારે ભયકારક પ્રવૃત્તિઓનાં પ્રાબલ્ય વધતાં જાય છે ત્યારે પણ આપણે અહીંઆં જ્ઞાની ધનવીહોણો છતાં ધુત્કારાતો નથી, કવિ ખારોટાઈ વિના જોઈતું મેળવી શકે છે, તપસ્વીનું અક્ષયપાત્ર સદા ઉભરાય છે, આચાર્યપૂજા ઘેરેઘેર થાય છે. પોતાની પાઈ વગર ગાંધીજી સાબરમતી આશ્રમ સ્થાપે છે, ને માલવીજી ગાંઠની સમૃદ્ધિ વિના હીંદુ યુનિવર્સિટી સ્થાપે છે.

જે પ્રજાને સંસ્કાર પ્રિય છે તે સંસ્કારસ્વામીઓની સર્વોપરિતા સાચવી રાખે છે. ફક્ત યોદ્ધાઓ ને વેપારીઓના હાથમાં હજુ કોઈ મહાન દેશે પોતાનું સંસ્કારતંત્ર સોંપ્યું નથી. માત્ર અસંસ્કારી સેવકગણની સર્વોપરિતા પર તો લેનીને પણ સંસ્કૃતિ રચવાનો પ્રયત્ન નથી કર્યો. અંગ્રેજી સામ્રાજ્ય ટકે છે તે એના સત્તાધીશોની સાંસ્કારિતા પર. અને આપણાં આજના જીવનમાં કાંઈ પણ આશા દેખાય છે તો તે દંડેબાજોના જોરને લીધે નહિ, છરી મારનારાઓની દગલબાજીને લીધે નહિ, સ્વાર્થી સમયસાધકોથી નહી, ધનસંગ્રહમાં મચેલા મહારથીઓથી નહીં, પણ વિદ્યાભક્ત જગદીશ ને રાધાકૃષ્ણથી, કવિરાજ રવિબાબુથી, ઉત્સાહમૂર્તિ જવાહીરલાલ ને વલ્લભભાઈથી, રાજયોગી મોતીલાલજી ને તેજબહાદુરથી, આર્યસંસ્કારના આચાર્ય મદનમોહનથી, યોગી અરવિંદથી, તપોનિધિ ગાંધીજીથી. એમના જેવા માટે યાજ્ઞવલ્કયે કહ્યું હતું :

तपस्तप्त्वासृजद्ब्रह्मा ब्राह्मणान् वेदगुप्तये ।
तृप्त्यर्थं पितृदेवानां धर्मसंरक्षणाय च ॥[1]

સંસ્કારસ્વામીઓની સ્વાધીન સર્વોપરિતા એ વિજયી આર્યાવર્તનું રહસ્ય છે. એ રહસ્ય સમજી તેનો સ્વીકાર કરાવ્યો એ પરાક્રમદેવની દીર્ઘ દૃષ્ટિ અને તેના ગુરુની પ્રેરણાશક્તિની મહત્તા છે.

૭

પરાક્રમાદિત્યને પ્રતીતિ થઇ લાગે છે કે સંસ્કારસ્વામીઓને એક તાંતે બાંધ્યા વિના સંસ્કારની અભેદતા જળવાવાની નથી. સંસ્કૃત ભાષાની એક તાત તો હતી; તેને વળ ચડાવી તેણે મજબુત રજ્જુ બનાવી. અને તેના વડે આર્યાવર્તને સાંસ્કારિક બંધનો બાંધ્યા. આ વખતે સાહિત્ય અને શાસ્ત્ર, ક્રિયા અને દર્શનની ભાષા તો સંસ્કૃત હતી; પરાક્રમદેવે તેને આર્યાવર્તની રાજભાષા ને રાષ્ટ્રભાષા બનાવી લાગે છે.

પ્રાશ્ચાત્ય વિદ્વાનો સંસ્કૃત વીશે અનેક દૃષ્ટિબિંદુઓ રજુ કરે છે. કોઇ કહે છે કે થોડાકોએ મળી એક નાના પ્રદેશની ભાષાને લોકો પાસે મારી, ઠોકી પૂજ્ય ભાષા તરીકે સ્વીકારાવી. કેટલાક એમ માને છે કે કાવતરુ કરી બેઠેલા બ્રાહ્મણોએ એક દહાડો બૌદ્ધ મતને ઉથલાવી દેવા, ઋગવેદની ભાષાની મદદથી એક નવી ભાષા સરજાવી. કેટલાક એમ કહે છે કે સંસ્કૃત કોઇ પણ વખત કોઇ પણ લોકની માતૃભાષા હતી જ નહી. સદ્ભાગ્યે પાશ્ચાત્ય પંડિતોમાંથી

[1] વેદના રક્ષણ માટે, પિતૃદેવની તૃપ્તિને માટે અને ધર્મના સંરક્ષણ માટે બ્રહ્માએ તપ કરીને બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, ૧,૧૯૮.

પણ આવું રાજકીય દૃષ્ટિબિંદુ કોઇ કોઇ વાર જતું રહે છે. અને પરિણામે એટલું તો સ્વીકારાતું જાય છે કે ઋગ્વેદ સંહિતાથી તે પાણિની સુધીની ભાષામાં એકધારી ઉત્ક્રાંતિ દેખાય છે, અને સંસ્કૃતમાં કૃત્રિમ ભાષાનાં લક્ષણો દેખાતાં નથી.

આર્યો હીંદમાં આવ્યા ત્યારથી સંસ્કારી આર્યોની ભાષા તો સંસ્કૃત કે તેની કોઇ માતા હતી. પરાપૂર્વેથી આર્યસંસ્કૃતિને મૂર્તિમાન કરવાનું સાધન સંસ્કૃત હતું. બધી વિદ્યાઓનું વાહન સંસ્કૃત હતું તેની સાક્ષી બૌદ્ધ સાહિત્ય પૂરે છે. યાસ્ક, પાણિની અને કાત્યાયને જે ભાષાના વ્યાકરણ લખ્યાં તે મૃત ભાષા હતી એમ કોઇ નિષ્પક્ષપાત તો ભાગ્યે જ કહી શકે. પતંજલિ સ્પષ્ટ કહે છે કે હિમાલયની દક્ષિણે, પરિયાત્રાની ઉત્તરે, આદર્શની પૂર્વે અને કાલકવનની પશ્ચિમે આવેલા આર્યાવર્તના લોભવિહોણા, નિઃસ્વાર્થી, એકજ પાત્રમાં માય એટલું અન્ન ભરી રાખનારા બ્રાહ્મણો તે શિષ્ટો, અને તેમની જ ભાષા તે શુદ્ધ ને શિષ્ટ સંસ્કૃત.

એ ઉપરાંત કેટલાએ અશિષ્ટો થોડું વધતું સસ્કૃત સરલતાથી વાપરતા કે વગર મહેનતે સમજતા હશે તે નાટકો ને પુરાણોની લોકપ્રિયતા અને પ્રચાર પરથી દેખાઇ આવે છે. ઇ. સ. પૂર્વે બીજી સદીમાં રાજાઓના લેખમાં સંસ્કૃતની અસર દેખાય છે. ઇ. સ. પૂર્વે ૩૩ના ઇસાપુરના લેખથી શરુ થતા શાસનપત્રોમાં સંસ્કૃત વપરાતું જણાય છે. પરદેશીનો પૌત્ર ને નવો થએલો શૈવ, ગુજરાતનો રુદ્રદામન બીજી સદીમાં પોતાનો લેખ સંસ્કૃતમાં કોતરાવે છે. ઇ. સ. ૧૦૦માં થએલા અશ્વઘોષ સાક્ષી પુરે છે કે બૌદ્ધ મતનું પ્રાબલ્ય છતાં નાટકમાં તો સારાં પાત્રો સંસ્કૃત જ બોલતાં હતાં. મહાભારત અને રામાયણ રચાયાં તેમા લોકસમૂહ ને રાજસભાઓનું રંજન કરવાનો હેતુ સ્પષ્ટ

દેખાય છે. આર્યાવર્તમાં જ્યાં જ્યાં સાક્ષરિતા હતી ત્યાં ત્યાં સંસ્કૃત પ્રાકૃતો ઉપર પ્રાધાન્ય ભોગવતી એ નિર્વિવાદ છે.

શિષ્ટોની આ સરસ્વતીને માથે પરાક્રમદેવે રાજમુકુટ મૂક્યો. જૈનોએ એનો સ્વીકાર કર્યો. જે બુદ્ધે એને ત્યાગી હતી તેના અનુયાયીઓ એને શરણે ગયા. એણે જીવનમાં અદ્ભુત સ્થાન લીધું. એના વિના કેળવણી શક્ય નહીં ને સુરુચિ પ્રાપ્ય નહીં; કથામાં મજાહ નહીં ને સંસ્કારની બીજી સાખ નહીં; ભાષામાં શુદ્ધિ નહીં ને વિલાસમાં રમઝટ નહીં; સાહિત્યમાં રસ નહીં, શાસ્ત્રમાં સ્પષ્ટતા કે બંધનશીલતા નહીં; જ્ઞાનમાં ગાંભીર્ય નહીં ને મન્ત્રોમાં મોક્ષ નહી. એના વિના પ્રજામાં માન નહીં અને રાજ્ય દરબારે આદર નહીં. એના સેવન વિના સંસ્કારસ્વામીનું સ્થાન સદાએ અસાધ્ય, દાતેશ્વરીઓનાં દ્વાર સદાએ બંધ, દેવોની દયા સદાએ દુર્લભ. આમ મર્ત્યોની આ માતૃભાષા, શિષ્ટોની સહચરી મટી જઈ, આર્યાવર્તની સંસ્કૃતિનો સ્થૂલ દેહ થઈ. અને પાપવિમોચની જાહ્નવીની માફક, શુદ્ધિ પામતી અને વિસ્તારતી, અશુદ્ધ ને અસંસ્કારીને પુનિત કરતી, પૂજ્યભાવ પ્રેરતી ને એકાગ્ર ભક્તિ આકર્ષતી, આર્યત્વની આ જગદંબા ગીર્વાણગિરારૂપે વહેવા લાગી.

એણે એક હજાર વર્ષ આર્યાવર્તના સંસ્કારો અભેદ્ય રાખ્યા. જ્યારે મુસલમાન રાજાઓએ તેને રાજભાષાના પદથી ભ્રષ્ટ કરી ત્યારે તેણે પ્રાંતીય ભાષાઓમાં વેગભર્યો સંચાર કરી આર્યત્વનું પ્રાબલ્ય વધાર્યું. અને આજ સવાસો વર્ષ થયાં પાશ્ચાત્ય સંસ્કૃતિ, ભાષા ને સાહિત્યના આક્રમણથી આર્યત્વ ઝાંખું થવા માંડ્યું છે ત્યારે પોતાની પ્રાંતિક પુત્રીઓમાં પોતાની શુદ્ધિ, સમૃદ્ધિ ને સરસતા પ્રેરી, તેમને આર્યત્વ ઉદ્ધારવાનું બળ આપી રહી છે. પ્રાંતિક ભાષા–હીંદી, બંગાળી,

મરાઠી, ગુજરાતી, મલાયાલી, તામીલ અને તેલગુ પણ દિનપ્રતિદિન સર્વાંગે વધારે ને વધારે સંસ્કૃતમય થતી જાય છે.

પ્રાંતિક ભાષાના વિકાસ ને સમૃદ્ધિમાં મને અચલ શ્રદ્ધા છે. સંસ્કૃત ભાષા સાહિત્યનું, જ્ઞાનનું, શાસ્ત્રનું કે પ્રજાના વ્યવહારનું વાહન હવે થઇ શકે નહીં. એના વિના શિષ્ટત્વ નહીં એ સિદ્ધાંત હવે સ્વીકાર્ય રહે નહીં. એનો જુલ્મ ચિરંજીવ કરી અશિષ્ટને શિષ્ટ થતા અટકાવવા એ પ્રયત્ન અર્થવિહોણો છે. આપણી માતૃભાષા દ્વારા આપણા જીવન ને સંસ્કારનો શબ્દદેહ રચાય એમાંજ આપણો જયવારો હું જોઉં છું. છતાં હું ગીર્વાણગિરાની ભક્તિથી પળ વાર ચળ્યો નથી, ચળવા માંગતો નથી. એ ગિરામાં આપણા વિચારની ગહનતા, આપણા આચારનાં આદર્શો, આપણા સાહિત્યની અપૂર્વતા, આપણાં પરાક્રમો ને રસિકતાનાં ધોરણ અને ધ્યેય સમાયાં છે. એમાં આપણા સંસ્કારસ્વામીઓની પ્રેરણા છે, સંસ્કારની શુદ્ધિ ને સમૃદ્ધિ છે. એમાં અને એના વડે—આર્યત્વનો ઉદ્ધાર છે, આર્યાવર્ત એક ને અભેદ્ય કાલાંત સુધી રહેશે, આપણો ભૂતકાલ ગર્વપ્રદ ને ભાવિ ઉજ્જ્વલ બનશે.

## ૮

યોગીંદ્ર એક મહત્ત્વનો ફેરફાર કરે છે. ઋગ્વેદમાં વરકન્યા સખારૂપે સંબોધાયાં છે. તેમાં વિપ્ર વીરસૂર્દેવકામા...સમ્રાજ્ઞી શ્વશુરે ભવ...સમંજંતુ વિશ્વેદેવા: સમાપો હૃદયાનિ નૌ' એમ વીરપુત્રની માતા થવાનો, શ્વશુરગૃહે સમ્રાજ્ઞી થવાનો આશીર્વાદ દે છે. હિરણ્યકેશીગૃહ્યસૂત્ર પાકટ વયની કન્યા પરણવાની આજ્ઞા કરે છે. પારસ્કરગૃહ્યસૂત્રમાં પતિનું સંબોધન જેવું અદ્‌ભુત રીતે ઐક્યદર્શક છે તેવું જ પત્નીની પાત્રતા પુરવાર કરનારું છેઃ

प्राणैस्ते प्राणान् सन्दधामि अस्थिभिरस्थीनि
मांसैर्मांसानि त्वचा त्वचमिति।

'મારા પ્રાણથી તારા પ્રાણ બાંધું છું, હાડથી હાડ, માંસથી માંસ ને ચામથી ચામ બાંધું છું.

મનુસ્મૃતિ આશરે ઇ. સ. ૩૦૦ માં હાલને સ્વરૂપે થઇ લાગે છે. તે કન્યાને આજ્ઞા કરે છે :

લગ્નને યોગ્ય એવી કન્યાએ ત્રણ વર્ષ વાટ જોવી; અને પછી સમાન પતિ શોધી કાઢવો. જો એને પરણાવવામાં ન આવે ને તે પોતે પતિ શોધી કાઢે તો તેમાં એનો દોષ નથી, તેમ જેને એ પરણે તેનો પણ દોષ નથી.

પછી સ્મૃતિકાર ઉમેરે છે:

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित्॥

કન્યાને પરણવા યોગ્ય હોય તો પણ મરણ સુધી પિતાને ત્યાં રાખવી, પણ ગુણહીનને કદી દેવી નહીં. આ એક સદી પહેલાંની આજ્ઞા.

એક સદી પછી યાજ્ઞવલ્ક્યે આજ્ઞા કરી કે 'યવીયસી'ને-શરીર ને ઉમરે મોટી ન હોય તેને પરણવી.

अप्रयच्छन्समाप्नोति भ्रूणहत्यामृतावृतौ।
गम्यत्वभावे दातॄणां कन्या कुर्यात्स्वयंवरम्॥

કન્યાદાનદાતા કન્યાને ન પરણાવે તો ઋતુએ ઋતુએ તે ગર્ભ-હત્યાનું પાપ કરે છે. મનુએ વિધવા સ્ત્રીને, તેમ જ અમુક વર્ષ સુધી જેનો પતિ પરદેશ ગયો હોય તેને પરણવાની રજા દીધી હોય એમ

સ્પષ્ટ લાગે છે. નારદ સ્પષ્ટ રીતે રજા આપે છે. અગ્નિપુરાણ પુનર્લગ્નની છૂટ મૂકે છે. લગ્નનાં બીજાં બધાં શાસનો સ્વીકારતાં યાજ્ઞવલ્ક્ય એ જ શાસન છોડી દે છે.

યોગીંદ્ર બીજી આજ્ઞા કરે છે : **પ્રાતિલ્લોમ્યે વધઃ સ્મૃતઃ** પોતાનાથી વધારે સંસ્કારી સ્ત્રીને ફોસલાવી આર્યત્વનો દ્રોહ કરનાર પાપાચારીનો વધ કરવો.

આ ફેરફાર શા માટે થયો છે? સ્ત્રીત્વને બાલલગ્ન અને એકલગ્નના સાંણસામાં કેમ પકડ્યું?

હું પાશ્ચાત્ય પાદરી હોઉં તો યાજ્ઞવલ્ક્યને જંગલી કહું. અંગ્રેજ રાજ્યકર્તા હોઉં તો એને સ્વરાજ્યને માટે નાલાયકીનો કીર્તિસ્તંભ કહું. સંસારસુધારાનો એરખાં હોઉં તો એને અધોગતિનો પ્રચારક કહું. સ્ત્રીહક્કનો પ્રતિપ્રાદન કરનાર હોઉ તો એને સ્ત્રીશત્રુ કહું. જુના વિચારનો ધર્મચુસ્ત હોઉં તો સનાતન સત્યના એને સ્થાપક ગણું. એક નમ્ર અભ્યાસી છુ એટલે સુવર્ણયુગના આ સ્રષ્ટાએ કરેલા ફેરફારનું માત્ર રહસ્ય શોધવા મથું છું. આર્યાવર્ત સંસ્કારને શિખરે હતું, સ્વરાજ્ય ભોગવતુ હતું, બીજા ત્રણસો વર્ષ સુધી વીર્ય ને વૈભવની પરાકાષ્ટાએ પહોંચ્યું હતુ. પુરોગામી સ્મૃતિકારના પ્રમાણમાં સ્ત્રીના બીજા હક્કો યાજ્ઞવલ્કયે વધાર્યા. ત્યારે આ ફેરફાર કેમ કર્યા?

આ ફેરફારમાં ઉંડું રહસ્ય રહ્યું છે. પુરુષની નજરે સ્ત્રી રસેશ્વરી છે, પ્રણયીની નજરે પ્રાણેશ્વરી છે. સમાજના ઉદ્ધારક, શાસક કે આચાર્યની અધિકારી દૃષ્ટિએ અણમોલું ધન છે. સમસ્ત જીવનની આ જનની ને ધરિત્રી જો સંસ્કારી, ટેકી ને સુશીલ હોય તો તે સંસ્કારની અભેદ્યતા જાળવે છે, પુરુષને પ્રેરે છે, કુટુંબને તારે

છે. તે અસંસ્કારી, અવિવેકી કે નિર્બળ મનની હોય તો તે જીવનની ઉચ્છેદક બની, સંસ્કારસંકર કરી, ઘર અને સંસારને તારાજ કરે છે. પુરુષ હરામખોર છે; પોતાની સંસ્કારસૃષ્ટિ છોડ્યા વિના સ્વચ્છંદી થઇ શકે છે. સ્ત્રી નીખાલસ છે; આકર્ષણ થાય તો પોતાની સૃષ્ટિ તોડવા તત્પર બને છે, અને એના હૃદયમાં બળતો પ્રચંડ અગ્નિ આચાર, વિચાર, સંસ્કારની મર્યાદાઓ તોડી દાવાનલ બની બેસે છે. પુરુષ સંસ્કારભ્રષ્ટ થાય તો પોતાની જાતે પડે, સ્ત્રી પોતે પડે ને બીજાને પાડતી જાય. સ્ત્રી સુરક્ષિત રહે, ક્ષણભર લોભમાં કે વાસનામાં તણાઇ સંસ્કારભ્રષ્ટ ન થાય એ દુષ્પ્રાપ્ય ધ્યેય દરેક દેશના આચારના શાસકોએ કોઇ ને કોઇ રીતે સાધવાના પ્રયત્નો કર્યા છે.

પરદેશી ને પરસંસ્કારી, જે પોતાની એક સ્ત્રી બળજોરીથી સંસ્કારભ્રષ્ટ થાય તો આકાશ પાતાળ એક કરે તે પારકું ઘર લુંટાય તેની પરવા વિના, આવા પ્રયત્નો તરફ હસે ને હસતાં શીખવે એમાં કૈં નવાઇ નથી. વ્યક્તિગત આદર્શો કે ભાવો પાછળ ભમનારને આ પ્રયત્નો મૂર્ખતાની સીમા લાગે એમા પણ નવાઇ નથી. ઉછરતો આત્મા, પ્રણયતરસ્યો, ઉલ્લાસ વધારનારી સહચરી શોધતો, પોતના શીકારસ્થાનને મર્યાદા મુકાય તે નહીં પસંદ કરે. કેળવાએલી સંસ્કારી સ્ત્રી પોતાની જાતિ પર ચંચળતાના આક્ષેપો મુકાએલા જોઇ ક્રોધાવિષ્ટ થાય. "કાકાની શશી"માં કાકાના શબ્દો વાપરું તો—

—"સ્મૃતિકારે સ્ત્રીને બાળ લગ્નના કરંડીઆમાં પુરી હતી પાશ્ચાત્ય સંસ્કારે તેનું ઢાંકણ ખુલ્લું મૂક્યું છે અને યુગો થયા સપડાએલી સ્ત્રી ફણા માંડી ફુંફાડા મારે છે."

આ ફણાધારિણી ને તેના ભક્તોને—અને હું એક ભક્ત નથી એમ ભાગ્યે જ કહી શકાશે—આ ધ્યેય તિરસ્કરણીય લાગે. ભલે. આપણે

દુર્દશામાં પડ્યા છીએ તેનું દુઃખ વીસારી ભલે આપણી જાતને ડાહ્યા, શાણા ને મહાન માનીએ; અને સંસ્કાર ને મહત્તાની ટોચ પર પહોંચેલા આર્યાવર્તના સ્રષ્ટાઓનાં શાસનોનાં રહસ્ય સમજવાનો શિશુભાવ, સહિષ્ણુતા કે સહાનુભૂતિ ન કેળવી શકીએ. પણ જે જોવાને ઉત્સુક નથી તેના જેવાં આંધળા ક્યાંય ભાળ્યા છે ?

તમે ને હું નિર્વીર્ય, શિથિલ, વિભક્ત, પાશ્ચાત્ય વિચારોના આડંબરમાં સ્વત્વ સંરક્ષવાની પ્રબળ ઇચ્છા કરવાને પણ અશક્ત છીએ. છતાં જ્યારે ટ્રેન પરથી ઉતરતી નિરાધાર સ્ત્રીઓને અનીતિના પંજામાં ચાલી જતી જોઇએ છીએ; જ્યારે ભલી નિર્દોષ ને મુરખ સ્ત્રીને ઘર બહાર છોકરાં છોડાવી, ફોસલાવી જનારની વાત સાંભળીએ છીએ; જ્યારે દુઃખની મારી સ્ત્રીને જબરદસ્તીથી પરહસ્તે જતી જાણીએ છીએ ત્યારે આપણી વૃદ્ધ ને નિર્માલ્ય રગના ઠરી ગએલા રુધિરમાં પણ પુણ્યપ્રકોપનું ઝીણું, તરંગડું હાલી ઉઠે છે. પણ એ સમય કેવો હતો ? ભૌગોલિક ને રાજકીય સ્વાસ્થ્ય વિનાનો એક વિશાળ ખંડ; ભિન્નતામાં ને અજ્ઞાનમાં તરવરતાં સ્ત્રીઓ અને પુરુષો; ખુણે ખુણે પરસસ્કારી ને પરદેશીઓએ પાથરેલાં પ્રલોભનો; થોડાક જ શિષ્ટ પુરુષો ને નામની જ શિષ્ટ સ્ત્રીઓ : આવા સમાજને અભેદ્ય કરવાના માર્ગ શોધતા યોગીંદ્રને એક સ્ત્રી સસ્કારવર્તુલમાંથી બહાર જાય એ કારી ઘા સમાન લાગ્યું હશે. અને એ જમાનામાં, આર્યસ્ત્રી સ્ત્રીત્વ ખીલ્યાં પહેલાં એક કુટુંબજીવનમાં રહી ઉછરે એમાં જ ડહાપણ જણાયું હશે.

બાલિકાલગ્ન, પતિની નિશ્ચલ ભક્તિ, ને વધારે સંસ્કારી સ્ત્રીને ફોસલાવનારનો વિનાશ : આ યોગીંદ્રનાં ઉગ્ર ને ભયંકર શાસન; દેશનું આર્યત્વ સાચવવા કરેલી આજ્ઞા;—જેને પ્રતાપે પદરસો વર્ષ સુધી

આર્યોએ સંસ્કારશુદ્ધિ સેવી તે. અને આજે સેંકડો વર્ષથી સંસ્કાર-વિગ્રહની કરોડો મૂક સૈનિકાઓ આ શાસનને શિરસાવંદ્ય ગણી, ગમે તે સ્થિતિમાં સંસ્કારોનું સંરક્ષણ કર્યા કરે છે. તે જાતે મોઇ, પણ આર્યત્વ ઉગાર્યું.

આપણે આ આજ્ઞામાં અનુમતિ ન આપી શકીએ. તેનું અનુકરણ કરવા ન પ્રેરાઇએ. એને માન્ય ગણવા તૈઆર ન થઇએ. પણ પોતાના આર્ય સંસ્કાર પોતાની મેળે સાચવે એટલું બળ દરેક સ્ત્રીમાં ન આવે ત્યાં સુધી આ શાસનનો હેતુ આપણે ન સમજી શકીએ તો આપણે આર્ય નહીં.

૯

ઇ. સ. ૩૮૫ ના અરસામાં પરાક્રમાદિત્ય સદેહે છતેલે એવે સ્વર્ગે, વિદેહ બની વિચર્યા.

એના મોટા છોકરાનું નામ રામગુપ્ત, નાનાનું નામ ચંદ્રગુપ્ત. રામગુપ્તની કારકીર્દી હમણાં જ બ્હાર આવી છે. મુદ્રારાક્ષસના કર્તાએ 'દેવી ચંદ્રગુપ્તમ્' નામનાં નાટકમાં તે વર્ણવી હતી પણ તે નાટકના હજુ કકડા હાથ લાગ્યા છે. એ વસ્તુને મે 'ધ્રુવસ્વામિની દેવી' નાટકમાં મેં ગુથ્યું છે.

રામગુપ્ત નિર્બલ, સ્વાર્થી, નીચ હતો. શકરાજાએ–સુરાષ્ટ્રનો મહાક્ષત્રપ રુદ્રસેન ત્રીજો હશે?–તેના પર આક્રમણ કર્યું ત્યારે પોતાની પત્ની ધ્રુવદેવી તેણે તેને આપી દીધી. ચંદ્રગુપ્તે ધ્રુવદેવીનો વેશ લીધો અને શકરાજને ત્યાં જઇ તેને મારી નાખ્યો. તે પાછો ફર્યો, ગાંડે વેશે પાટલિપુત્ર આવ્યો અને મોટાભાઇને મારી નાખ્યો. રામગુપ્ત

પરાક્રમાંકદેવની તેજસ્વી કીર્તી પર કલંક છે. મારા 'ધ્રુવસ્વામિનીદેવી'માં એનાં મરણ પછી ધ્રુવદેવીના મુખમાં મુકેલા શબ્દો યાદ આવે છેઃ

"કાલિદાસ ! કેટલાક જન્મે છે લોકો સદા સ્મરે માટે;–કેટલાક મરે છે લોકો સત્વર વિસરી જાય માટે."

ચંદ્રગુપ્તે પોતાના હાથમાં આર્યાવર્તનો રાજદંડ લીધો, ધ્રુવસ્વામિનીદેવીનું પાણિગ્રહણ કર્યું, અને ગુજરાતના ક્ષત્રપોને આસરે ૩૮૦ કે ૩૮૮ માં જડમૂલથી ઉખેડી કાઢયા. પછી તે પિતાની પેઠે પૃથ્વી જીતવા નીકળ્યો. સુરાષ્ટ્ર, ગુજરાત, અને માલવા તેણે જોડી દઇ ઉજ્જયિણીને પાટનગર બનાવ્યું. તેણે સિંધ પણ જીત્યું હોય એમ લાગે છે. પણ પિતાએ જીતેલા ભરતખંડમાં તેને ઝાઝું જીતવાનું રહ્યું નહોતું. તેણે લાંબો કાળ–આશરે ૪૧૩ સુધી–એક ચક્ર રાજ્ય કર્યું, અને વધારે વિજયનો વલવલાટ છોડી મહાન સામ્રાજ્યને સુવ્યવસ્થિત કરવામાં તે ગુંથાયો.

તેની મહાદેવી ધ્રુવસ્વામિનીદેવી એની કીર્તિ ઉજ્જ્વલ કરે એવી જાજવલ્યમાન હતી. અને પુત્ર ગોવિંદગુપ્ત તરફથી તે વૈશાલીમાં રાજ્ય ચલાવતી હોય એમ લાગે છે. ચંદ્રગુપ્તે મોટા પુત્ર કુમારગુપ્તને કુંતલ દેશની અનંતાદેવી વરાવી. એણે પોતાની બીજી રાણી કુબેર નાગાની પુત્રી પ્રભાવતી ગુપ્તાને વિદર્ભના વાકાટક રાજા રુદ્રસેન જોડે પરણાવી. આ પુત્રીમાં ગુપ્તવંશનો ગર્વ હતો. પતિ મુએ તે રાજમાતા તરીકે રાજ્ય કરવા લાગી, ત્યારે પોતાને અભિમાનથી રાજાધિરાજ દેવગુપ્ત (ચંદ્રગુપ્તનું એક નામ) અને કુબેર નાગાની પુત્રી તરીકે કહાવે છે. ચંદ્રગુપ્તે નેપાલમાં એક કુટુંબીને ગાદી અપાવી હોય એમ પણ લાગે છે.

ચંદ્રગુપ્ત એના પિતાથી પરાક્રમમાં ઉતરતો નહોતો. એ પણ

શરીરે બાપના જેવો પ્રચંડ લાગે છે. ભરાવદાર મુદ્રા ને મોટી મુછોથી શોભતુ એતુ મુખ એના પિતાના મુખથી પણ વધારે ભવ્ય હતુ. પિતાએ ગરુડનું નીશાન રાખ્યુ હતું, દીકરાએ ચક્રનું રાખ્યું. 'વ્યાઘ્રપરાક્રમ'નો પુત્ર 'સિંહવિક્રમ' કહેવાયો. પરાક્રમાદિત્યના પુત્રે વિક્રમાદિત્યનું બીરુદ લીધુ. એટલુ જ નહી પણ એ 'પરમ ભાગવત,' 'પરમ ભટ્ટાર્ક' અને 'રાજાધિરાજર્ષિને' નામે સુવિખ્યાત થયો. વિક્રમાદિત્ય ને રાજાધિરાજર્ષિ એનાં લાક્ષણિક બીરુદો છે.

ઉજ્જયિણીના ભોજે, પાટણના જયદેવે ને દીલ્હિના હેમુએ એનું અનુકરણ કરવામાં જીવનસાફલ્ય શોધ્યુ હતું. જેમ યુરોપીય ઇતિહાસમાં સીઝરનું નામ ધારવા માટે બબ્બે હજાર વર્ષ સુધી રાજાઓ લઢી મુઆ તેમ 'વિક્રમાદિત્ય', 'પરમ ભટ્ટાર્ક' અને 'રાજાધિરાજ' એવાં એના પદો માટે આપણે ત્યા બારસો વર્ષો સુધી યુદ્ધો ચાલ્યાં. અને આજે જેમ સીઝરનાં નામ 'ઝાર' અને 'કૈઝર' સામ્રાટ માટે ભાષામાં વપરાય છે તેમ ચંદ્રગુપ્તના બીરુદો પણ વપરાયાં.

દંતકથાના આપણા સાહિત્યમાં વિક્રમાદિત્યની કીર્તિ અમર છે. નવરત્નથી સવૃત, કાલિદાસના મિત્ર, ભતૃહરિના ભાઇ ને વૈતાલના સ્વામી પરદુઃખભંજન વિક્રમ રાજા કથા ને દંતકથાની સૃષ્ટિમાં સર્વશ્રેષ્ટ સ્થાન ભોગવે છે. એવા દાનેશ્વરી ને વીર નરપાલની જોડી હીદી કલ્પનાને જડી નથી. મુસ્લીમ દેશોમાં ખલીફ હારુન અલ-રશીદ, યુરોપમાં શાર્લમેન, ઇગ્લંડમાં કીગ આરથર આ બધાનાં દંતકથાત્મક સ્મરણો પણ એનાં સ્મરણો જેટલાં પ્રીતિપાત્ર થયાં નથી. આપણે અહીંઆં કેટલા યુગોનાં બાલકો વિક્રમરાજાનાં પરાક્રમો સાંભળી સાંભળી ઉછર્યાં છે. મારુ અસ્પષ્ટ પણ ભય ને રસભર્યું એતું પહેલું સ્મરણ 'મડાપચીશી' ને 'સિંહાસન બત્રીશીમાં' આવતા વિક્રમનું છે.

સંશોધને દંતકથાનાં આવરણ થોડાવધતાં દૂર કર્યાં છે. અને કાલ્પનિક વિક્રમરાજાના પડો ઉખેડતાં, શકરાજના સંહારક ને ધ્રુવસ્વામિનીદેવીના પતિ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની ઐતિહાસિક વ્યકિત નજરે ચઢે છે

ઇતિહાસ દંતકથાને ઝાંખી કરે છે. આર્યાવર્તના સુવર્ણયુગનો મધ્યાહ્ન. ઉજ્જયિણીનો ભવ્ય પ્રસાદ. સેવાકાંક્ષી મહાદંડ નાયકોની સેના; મિત્રોને સામતોના વ્યૂહો: સંધિવિગ્રહકો, કુમારામાત્યો, મહાબલાધિકૃતો સચિવો, પુરાણીઓ, કવિઓ, જ્ઞાનીઓ, સંસ્કારસ્વામીઓના પૂજ્યભાવભર્યાં વૃંદો. બધી વીરતા, વૈભવ ને વિદ્યાનું કેન્દ્રસ્થાન. અને ત્યાં એક અને અભેદ્ય આર્યાવર્તના આત્મા સરખાં, પ્રતાપ ને સસ્કારનું સ્વામિત્વ ભોગવતાં વિક્રમાદિત્ય ને ધ્રુવસ્વામિનીદેવી. અને એમનો પ્રિય વયસ્ય કાલિદાસ......

હિન્દે એવો સમય ફરી જોયો નથી. ચીની મુસાફરોના પુરાવા પરથી સ્મીથ કહે છે: "India was never governed better than during the reign of Vikramaditya". ખરી વાત. "after the Oriental manner" એ ઉમેરે છે અને તેમાં પાશ્ચાત્ય પદ્ધતિ જોડે સરખામણીમાં જ તેને ઉતરતી કહેવાનો હેતુ છે. પણ એ ઉમેરામાં એની જોડે આપણે સમંત કેમ થઇ શકીએ?

૧૦

કાલિદાસ—ફુલી ફાલી આ વસંતનું અનુપમ પંખીડું, વિવિધરંગી, સરસતાના સત્વ સરખું, મધ્યાહ્નનાં કિરણો ઝીલે છે. તેનાં તેજમાં નાચે છે. સુમધુર ગાનથી તેની સમૃદ્ધિને અપૂર્વ નાદરૂપે વ્યક્ત કરી, અનંત કાલમાં તેનાં પડઘા પાડે છે.

પ્રભાવ ને રસથી ભરપૂર સુવર્ણયુગનો એ બાલ; આર્યાવર્તના શુદ્ધમાં શુદ્ધ સંસ્કારોનો વારસ ને ભોકતા, કોઇ વિદ્યાથી અણજાણ

નથી. કાશ્મીરથી કાંચી સુધીનું જીવન તે જુએ છે, અનુભવે છે, નોંધે છે, અને તેમાંથી ઉપમેયપરંપરાઓ લે છે. રસિકતા ખોયા વિના તે વ્યવહારુ બને છે; સંયમ ખોયા વિના તે રસોર્મિઓ વિકસાવે છે. તે રાજપુરુષ, પણ અધમતાના સ્પર્શ વિનાનો; કવિવર, પણ રાજાનો મિત્ર, કુંતલદેશમાં દૂત થવાને યોગ્ય. એ જુવાનીમાં વલવલાટીઓ હોય કે નહીં, ભવભૂતિની માફક એકલવાયા રહી નિરવધિ કાલ ને વિપુલ પૃથ્વીમાં કો સમાનધર્મીની વાટ તેણે જોઇ હોય કે નહીં, પણ એની કૃતિઓમાં દેખાતા તેના આત્મા પર અનુભવનાં વ્રણ જણાતાં નથી. અને પાકાઇનો પાનો એની રસિકતા ઝાંખી કરતો નથી. ભાવના અને જીવનનો દુર્લભ સમન્વય તેને સ્વાભાવિક થઇ ગયો છે. શિષ્ટાચારી અને આનંદલક્ષી દૃષ્ટિનું તે સમતોલપણું સાચવે છે. સરસતા અને સપ્રમાણતાનો સ્વાદ તે પારખી શકે છે, એણે તે જીવનમાં ઉતાર્યો પણ હશે. એનું સ્વાસ્થ્ય, poise, દુર્જેય છે. પ્રતાપ, સુખ, સંતોષથી નીતરતા એ ઉલ્લાસભર્યા સમયનાં તેજો એના આત્મામાં ચમકે છે, અને તેના પ્રતિબિંબ એની કૃતિઓમાં પડે છે.

સંસ્કારી બ્રાહ્મણની એની દૃષ્ટિ આ સંસ્કારસ્વામીઓએ સુંદર કરેલી સૃષ્ટિ પર પડે છે. રાજા-ચંદ્રગુપ્ત તો આ પ્રતિમાની અસલ વ્યક્તિ ન હોય ?–બહાદૂર ને ઉદારચરિત, ન્યાયી પ્રજાપાલ ને ધર્મસંરક્ષક, સંસ્કારી ને રસિક છે. પુરુષો એકબીજા સાથે અથડાયા વિના ધર્મે નિયત કરેલા પોતપોતાના માર્ગમાં વિચરે છે. સ્ત્રીઓ સંસ્કારી સુકુમાર, સ્નેહોર્મિભર ને સુશીલ છે. પ્રજા સંતુષ્ટ ને સુરક્ષિત, અને રાજપુરુષ નિયમબદ્ધ છે. તપોનિધિઓ કર્તવ્યપરાયણ ને ધર્મરત છે. કણ્વ સમા સંસ્કારસ્વામીઓ, સાત્ત્વિક મહત્તામાં ભવ્ય, પૂજ્યભાવ પ્રેરી રહે છે. વાતાવરણ સંસ્કારથી સીંચેલું છે. વર્ણાશ્રમ વિશ્વનિયમ છે. સમાજ શિષ્ટાચારને આધીન, સંતોષી ને સુખી છે. દિગ્વિજય ને

અશ્વમેધનાં તાજાં સ્મરણો આ બધાં પાછળ રહેલા પ્રતાપી જીવનની ઝાંખી કરાવે છે. આ ચિત્રમાં આલેખનારની રસદૃષ્ટિ અને મૂલ આલેખ્યની મહત્તા આજે પણ જોઇ શકીએ છીએ. એમાં આર્યાવર્તના સુવર્ણયુગની સુખી, સંસ્કારી ને શક્તિભરી અપૂર્વ સૃષ્ટિનું દર્શન થાય છે.

ફાહીઅન આ યુગના સુખી ને સસ્કારી જીવનનું વર્ણન આપી ગયો છે તે ભિક્ષુઓમાં રઝળતા વટેમાર્ગુની દૃષ્ટિએ પડયું તે. આ સંસ્કારી, રસિક ને ઉચ્ચાદર્શસેવી બ્રાહ્મણની દૃષ્ટિએ દીઠેલું. જે પ્રરાક્રમાદિત્યે સરજાવ્યું, જે વિક્રમાદિત્યે સર્વાંગસુંદર કર્યું તેને કાલિદાસ આમ અમર કરે છે. અને અનત કાલ સુધી આર્યોની નજર આગળ, દુઃસાધ્ય છતા સદાએ ઝખના સતેજ કરે એવો સત્યયુગ સરજી જાય છે.

એ સમયની અપૂર્વતાનું સરસમાં સરસ અંગ, જે આજે પણ કોઇ પ્રદેશને અપૂર્વ કરી શકે તે કાલિદાસે આલેખેલી પ્રણયની ભાવના છે. કોઇ પણ યુગના પ્રણયનો આદર્શ તેની મહત્તા, તેનાં સ્ત્રી-પુરુષની શુદ્ધિ અને સાંસ્કારિતાની કસોટી છે. એમાં તે સમયના માનવહૃદયની અમર વૃત્તિઓ આબેહુબ દેખાય છે. આજના કેળવાએલા અને પ્રગતિના જમાનામાં આપણા કવિઓ જેવી કાલ્પનિક પ્રણયભાવના સાહિત્યમાં ઉતારી શકે છે તેનાથી સર્વ રીતે ને સર્વાંગે સરસ ભાવના કવિએ પોતાના સાહિત્યમાં આલેખી છે. એ અસાધ્ય નથી. આજના પ્રણયભીના સસ્કારી જીવો પણ એની સિદ્ધિમાં મોક્ષ માને એવી એ છે. એ ભાવના તદૂરસ્ત સ્ત્રીપુરુષની છે, અપવાસીઆઓની નથી; સુરુચિવાળા રસિકની છે, શૃગાંરઘેલાની નથી. એમાં વેવલાટ ને તોફાન નથી, સંયમ ને ગૌરવ છે, પરસ્પરની અવિરત ભક્તિ છે.

त्वयि निबद्धरतेः प्रियवादिनः
प्रणयभङ्गपराङ्मुखचेतसः ।
कमपराधलवं मम पश्यसि
त्यजसि मानिनि दासजनं यतः ॥ १ ॥

આ એનાં ઉપાલભ, ઠપકો, આક્ષેપ, ને ક્રોધના સાટાની ગૌરવભરી દીન ફરીઆદ. भगवति वसुन्धरे देहि मे विवरम् ।–એ એવું ભવ્ય ને કરુણતમ, આત્મસમર્પણથી અંકિત આક્રંદ. શકુંતલા અને પાર્વતીનો, અજ અને યક્ષનો આવો પ્રેમ તે જમાનાના વ્યવહારુ બંધનો અને આદર્શો છોડી, વિશુદ્ધ ને વિશુદ્ધ થતો, અવિયોજ્ય એવાં બે સંસ્કારી આત્માઓને એકાકાર કરતો, જીવંત ને સુરમ્ય તલસાટ બને છે, અને માનવહૃદયના આ સર્વોપરિ ને સૂક્ષ્મ ભાવનું અપૂર્વ દર્શન કરાવે છે. મેઘદૂત, શેલીના Epipsychidion જોડે, દુનીઆના સાહિત્યમાં સુંદરમાં સુંદર પ્રણયગાનનું સ્થાન લે છે. આ પ્રણયનાં આદર્શથી વધારે સરસ આદર્શ પંદરસે વર્ષમાં આ દેશમાં કોઈએ ઉચ્ચાર્યો નથી.

૧૧

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ઈ. સ. ૪૧૩ના આશરામાં સ્વર્ગસ્થ થયા ત્યારે સુવર્ણયુગનો મધ્યાહ્ન તપતો હતો. એનો પુત્ર કુમારગુપ્ત જે ગાદીએ આવ્યો તેનો રાજ્યકાલ પણ 'અભિવર્ધમાન વિજય'થી ભરપુર હતો. આર્યાવર્તની એકતા કે રાજ્યસત્તાના પ્રાબલ્યમાં કાંઈ

૧ તારામાં પ્રેમ રાખતો, તને સારું લાગે એવું બોલતો, પ્રેમનો ભંગ કરવાને નારાજ–એવા તારા આ દાસજનમાં હે માનિની ! તેં એવો સહેજ પણ શો દોષ જોયો કે આમ તજી જાય છે ?

૨ દેવી ધરતી ! મને માગ દે.

પણ શિથિલતા આવી જણાતી નથી. એણે 'મહેંદ્રાદિત્યનું' બિરુદ લીધું, દાદાની માફક ચક્રવર્તિપદ દર્શાવવા અશ્વમેધ કર્યો, અને એ 'અશ્વમેધમહેંદ્ર' તરીકે વિખ્યાત થયો. એ કાર્તિકેય સ્વામીનો ભક્ત હતો, અને એના દાદાએ જેમ ગરુડનું ચિહ્ન રાખ્યું હતું તેમ એણે મયૂરનું રાખ્યું.

ઇ. સ. ૪૫૫ માં તે સદ્‌ગત થયો ત્યારે આર્યાવર્ત પર પરદેશીઓનાં આક્રમણનાં વાદળ અંધરાયાં હતાં. ઇ. સ. ૪૫૫ ના અરસામાં મધ્ય એશીઆના હૂણોનાં મોટાં જુથો, શક્તિ અને ક્રૌર્યમાં અદ્વિતીય, એક તરફ યુરોપ અને બીજી તરફ આર્યાવર્તમાં પ્રસરવા લાગ્યા હતાં. કુમારગુપ્તના છેલ્લા દિવસોમાં ગુપ્તોની વંશલક્ષ્મી ચંચલ થવા માંડી. પણ સ્કંદગુપ્તે તેને સ્થિર કરી અને '**गुप्तवंशैकवीरः**' ની ખ્યાતિ મેળવી. એનામાં બહાદુરી ને મુત્સદ્દીપણું બે ભેગાં મળ્યાં લાગે છે. ક્ષિતિતલે શયન કરીને પણ બલ અને ધન જેણે મેળવ્યાં હતા એવા પુષ્યમિત્રોને જીતી, **क्षितिपचरणपीठे स्थापितो वामपादः**[1]

આ વિજયની કથા પ્રશસ્તિનાજ શબ્દોમાં સુંદર લાગશે. "પિતાના મૃત્યુ પછી ચંચળ બનેલી વંશલક્ષ્મીને પોતાના ભુજબલ વડે જીતીને એણે ફરી સ્થાપી. આંખમાં આનંદાશ્રુ સાથે 'જીત મળી' એમ બોલતો તે માતા પાસે ગયો—જેમ કૃષ્ણ દેવકી પાસે જાય તેમ. સૈન્યની સહાયથી ચલાયમાન થએલો પોતાનો વંશ એણે ફરીથી સ્થાપ્યો. પોતાના બાહુના પરાક્રમ વડે એણે અવનિ જીતી ને હારેલા દુઃખીજનો પર દયા દર્શાવી. નિરંતર વધતી જતી કીર્તિએ એને ગર્વિષ્ઠ ન બનાવ્યો. બન્દિજનોએ ગીત અને પ્રશસ્તિ વડે એનાં આર્યત્વનાં ગાન ગાયાં અને હૂણો સાથે યુદ્ધમાં એણે ધરાને કંપાવી."

---

૧ રાજારૂપી ચરણપીઠ પર ડાબો પગ મુક્યો.

ઇ. સ. ૪૫૬ ના ગિરનારના લેખમાં પણ એજ ઉલ્લેખ છેઃ

नृपतिगुणनिकेतः स्कंदगुप्तः पृथुश्री—
श्चतुरुदधिजलान्तां स्फीतपर्यंतदेशाम् ।
अवनिमवनतारिर्यश्चकारात्मसंस्थां
पितरि सुरसखित्वं प्राप्तवत्यात्मशक्त्या ॥
अपि च जितमेव तेन प्रथयन्ति यशांसि यस्य ।
रिपवोऽप्यामूलभग्नदर्पा निर्वचना म्लेच्छदेशेषु ॥ १

આ વિજય પુરો થયો અને સુવર્ણયુગનો મધ્યાહ્ન પૂરો થયો.

હૂણોનાં આક્રમણ આવ્યાંજ કર્યાં. ઇ. સ. ૪૫૦ માં હૂણરાજ તોરમાણે ઇરાન જીત્યું અને બીઆસ પર આવેલા પવૈયામાં એણે રાજ્ય સ્થાપ્યું હોય એમ લાગે છે. મહારાજાધિરાજનું બીરુદ ધારણ કરી ઇ. સ. ૪૮૫ માં માળવામા તેણે રાજ્ય કર્યું. મગધના ગુપ્તોનું સામ્રાજ્ય પુરુ થયુ. બીજા દોઢસો વર્ષ સુધી, શ્રીહર્ષનો રાજ્યકાલ પુરો થયો ત્યાં સુધી, સુવર્ણયુગનો સૂર્ય અસ્તાચલે જતો દેખાય છે.

## ૧૨

સુવર્ણયુગમાં વિદ્યાઓનો ઉદ્ધાર, ને વિકાસ, અને સંસ્કૃતિની ઘટના ચારે તરફ થતા હતાં. જાવા ને કાબોડીઆ સુધી એ સંસ્કાર

---

૧ મહા વૈભવવાળા અને રાજાઓને યોગ્ય એવા સર્વ ગુણોનો જેનામાં વાસ છે એવા સ્કંદગુપ્તે જ્યારે એના પિતા પોતાની શક્તિ વડે દેવોના સખા બન્યા ( મૃત્યુ પામ્યા ) ત્યારે અરિઓને હરાવી ચાર સમુદ્રના જલથી જેની સીમા બંધાઇ છે અને જેના છેડાના પ્રદેશો સમૃદ્ધિવાળા છે એવી પૃથ્વીને પોતાની બનાવી. અને મ્લેચ્છ દેશોમાં, જેનું અભિમાન મૂલથી ઉખડી ગયું છે એવા શત્રુઓ પણ જેના યશોગાન ગાય છે તે જરુર જીત્યોજ છે.

પહોંચવા માંડયાં હતાં. ગ્રીસ, રોમ ને ઇસ્તાંબુલ, મધ્ય એશીઆ અને ચીન જોડે વસ્તુ ને સંસ્કારનો વિનિમય થતો હતો. પંચતંત્રે તો કેટલીએ સદી થયાં, ગ્રીસ સુધી દિગ્વિજય કર્યો હતો. અને કનકમંજરી જેવી કથાની નાયિકાએ અરબસ્તાનના રણમાં જઇ શહેરાઝાદીને સ્વરૂપે વાર્તા કહી, પતિ રીઝવવાનો પ્રયોગ કરતાં શીખવ્યું હતું. સાહિત્ય ને કલાની ચારે તરફ ચાલી રહેલી જીવંત પ્રવૃત્તિઓનાં તેમજ સુરુચિ ને સર્જકતાની ભાવનાનાં વેગ ને પ્રાબલ્યનો સવિસ્તર ખ્યાલ અત્યારે આપવો અસ્થાને છે.

કાલિદાસનાં કાવ્યો અને નાટકો સાહિત્ય પ્રવૃત્તિનાં એક શ્રેષ્ઠ ને અંતિમ પ્રયત્નનો નમુનો, ગુણાઢ્યની બૃહત્કથા એ વાર્તાનો, અને દંડીનું દશકુમારચરિત એ ગદ્યનો નમુનો પુરાં પાડે છે.

અલંકારશાસ્ત્રને પણ આ સમયે નવો વેગ મળ્યો એમ દંડીના કાવ્યાદર્શ ઉપરથી લાગે છે. સ્મૃતિઓમાં નારદ, બૃહસ્પતિ અને યાજ્ઞવલ્ક્ય પણ આ સમયના. કેટલાક વિદ્વાનો કૌટિલ્યના અર્થશાસ્ત્રને અને વાત્સાયનના કામસૂત્રને પણ આ સાથે જ મૂકે છે.

સાંખ્યયોગ અને પૂર્વમીમાંસાનાં અન્વેષણો પણ આ જ કાલનાં. સમુદ્રગુપ્તનો મિત્ર ને ગુરુ, બૌદ્ધ વસુબંધુ, દિગનાથ બૌદ્ધ નૈયાયિક, પદાર્થસંગ્રહનો કર્તા પ્રશસ્થપાદ, સાંખ્યકારિકાવાળા ઇશ્વરકૃષ્ણ, સાંખ્યસંપ્રદાયનું ષષ્ટિતંત્ર લખનાર વાર્ષગણ્ય–એ બધા આજ કાલનાં.

વૈદકમાં ચરક આ સમય પહેલાંનો, સુશ્રુત લગભગ આ જ સમયમાં. યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ શારીરિક જ્ઞાન દર્શાવતો અધ્યાય માલમ પડે છે તે તે સમયના વૈદક જ્ઞાન પર પ્રકાશ પાડે છે. કાશ્મીરમાંથી મળેલા અશુદ્ધ સંસ્કૃતમાં લખાએલા ગ્રંથો અને પૂર્વ તુર્કસ્તાનમાંથી

મળેલી અશુદ્ધ સંસ્કૃતમાં લખાએલી વૈદ્યકની નોંધ આ સમયના આર્ય વૈદ્યોની સર્વવ્યાપી પ્રવૃત્તિની સાક્ષી પુરે છે.

ગણિત અને ખગોળવિદ્યા આ સમયમાં ઘણાં ખેડાયાં હોય એમ લાગે છે. ઇ. સ. ૪૯૯ માં કુસુમપુરમાં જ આર્યભટે ગણિતનો પુનરુદ્ધાર કર્યો. ગુપ્તસામ્રાજ્ય અને રોમન સામ્રાજ્ય વચ્ચેના વ્યવહારને લીધે રોમકસિદ્ધાંત રચાયુ. ઇ. સ. ૫૦૫ માં વરાહમિહિરે પંચસિદ્ધાંતિકા લખી. એની કૃતિઓ પરથી સ્પષ્ટ લાગે છે કે ખગોળ, ગણિત ને જ્યોતિષમાં ઘણા પુરોગામી વિદ્વાનો થઈ ગયા હતા.

સ્થાપત્ય, શિલ્પ ને ચિત્ર ત્રણે ક્ષેત્રમાં કલાએ ઘણો વિકાસ સાધ્યો હતો. પણ ભવ્ય પ્રાસાદો ને મંદિરોનો મુસ્લીમ આક્રમણકારોએ વિનાશ કર્યો છે. માત્ર શિલ્પ ને ચિત્રના નમુના હજુ મોજુદ છે. અજંટા અને સીગિરિયના સારામાં સારા ચિત્રો આ સમયનાં છે.

આ બધી ઝપાટાબંધ ફરતી સંસ્કારની જલભમરીઓની થોડીક તરંગરેખા. એવી તો કેટલીએ ભમરીઓના ચિહ્ન આજે નહીં રહ્યા હોય કે હજી મળ્યાં નહી હોય.

કુમારગુપ્ત મહેંદ્રાદિત્યે નાલંદાની વિદ્યાપીઠ સ્થાપી એમ માનવાને કારણ મળે છે. આશરે પોણી બસો વર્ષ પછી ચીનાઇ વિદ્વાન હુન ત્સાંગ-યુઆન ચ્વાંગ-તેનુ વર્ણન લખી ગયો છે. હજારોમાંથી વીણી કાઢેલા દસ હજાર અભ્યાસીઓ ત્યાં અભ્યાસ કરતા હતા. પરદેશી વિદ્વાનો-કેટલાક તો મોગોલીઆથી આવતા-સંશય શમાવવા અને વિખ્યાતિ પામવા ત્યાં આવતા. પંદરસો દક્ષ અધ્યાપકો અનેક વિષયો શીખવતા. અને-એના સમયનો અદ્વિતીય વિદ્વાન, શીલભદ્ર-જેણે ત્રીશ વર્ષની ઉમરે દક્ષિણના વિદ્વાનો જીત્યા હતા તે, કુલપતિ હતા; અને તેના હાથ નીચે હુનત્સંગ શીખ્યો હતો. છ માળના મઠોમાં

વિદ્યાર્થીઓ રહેતા અને વિદ્યાપીઠ જ તેમનો બધો ખર્ચ ઉપાડતી. સેંકડો ગામની આમદાનીથી તેનો નિભાવ થતો. બૌદ્ધ મત; વેદ, અથર્વવેદ, હેતુવિદ્યા, શબ્દવિદ્યા, ચિકિત્સાવિદ્યા, સાખ્ય, ન્યાય, યોગ-શાસ્ત્ર ખગોળવિદ્યા, વ્યાકરણ વગેરે વિષયો ત્યાં શીખવાતા.

સામાન્ય રીતે નાનાં છોકરાંઓને પાંચ વિદ્યા શીખાડવામાં આવતી. વિદ્વાનો ગામે ગામ જઈ સસ્કારનો પ્રચાર કરતા. અને રાજસભાએ સભાએ આખા આર્યાવર્તના પ્રખર જ્ઞાનિઓના વિવાદો ગાજતા.

ઉત્તરાવસ્થાએ પહોંચેલા બૌદ્ધમતની સંસ્થાનું આ ચિત્ર—અને એ પણ સુવર્ણયુગ સંકેલાતો હતો ત્યારનું. પણ સુવર્ણયુગના મધ્યાહ્ન કાલમાં મહાભાગવતોએ ગુરુ માનેલા બ્રાહ્મણોની પ્રવૃત્તિ કેવીએક હશે? બાણે આલેખેલુ દિવાકર મિત્રના આશ્રમમાં સંસ્કાર-મંથનનું સુંદર ચિત્ર તેનો કાંઇક ખ્યાલ આપે છે.

પણ આવા અનેક આશ્રમો કરતાં પણ વધારે અસર પુરાણિ-કોની હતી. આર્યાવર્તના ઐક્ય ને અભેદનો આધાર સામાન્યજનોના સાંસ્કારિક ઐક્ય પર રહ્યો હોવાથી રાષ્ટ્રવિધાતાઓએ તેમના સંસ્કાર ઘડવાનું, પ્રસારવાનું ને એક રાખવાનું જે પ્રબળ સાધન સરજાવ્યું હતું તે પુરાણ. વેદકાળથી ઇતિહાસપુરાણ ધર્મ અને સંસ્કારનાં મૂલ અને પાંચમો વેદ મનાતાં હતાં, અને પુરાણિકો સંસ્કાર કેળવવાનું કામ આખા દેશમાં કરતા હતા. ઇ સ. પૂર્વે સાતમી કે આઠમી સદીમાં અધિસીમ કૃષ્ણના સમયમાં થોડાઘણાં પુરાણો નૈમિષારણ્યમાં વચાયા હતાં. એ પુરાણો કેવાં હતાં એ અત્યારે કહેવું મુશ્કેલ થઇ પડે છે. પણ સુવર્ણયુગની શરૂઆતમાં મત્સ્ય, વાયુ, ને માર્કણ્ડેયનાં મંડાણ થયાં હતાં. પણ સાંસ્કારિતા

શીખવવાના એક સર્વગ્રાહી સાધનની જરુરીઆત હતી. પ્રબલ થતા જતા આર્યાવર્તના લોકોને ઐતિહાસિક સાતત્યનુ ભાન, પૂર્વજોનો પરિચય, સંસ્કૃતિ ધર્મ, ને આચાર, જ્ઞાન આપવા એક મહાપ્રયત્ન થયો : મહાભારત રચાયુ.

તે કાલમાં મહાભારત શતસાહસ્રીસંહિતાને નામે ધર્મના સાહિત્યમાં શ્રેષ્ઠ સ્થાન પામ્યું હતું. 'એમાં ચારે વેદનો અર્થ સમાયો છે......પહેલાં દેવાએ એને તોળ્યું ત્યારે ચારે વેદથી એ અધિક થયું. ઉત્તર ધ્રુવમાં એકલા રહેતાં પણ જો ભારત પાસે હોય તો ભરતખંડ ત્યાં પ્રસરે. આ સહિતા આર્યાવર્તના સમગ્ર જીવનની ભવ્યતા મૂર્તિમાન કરે છે. એમાં રસીલી વાર્તાઓ ને સુંદર કથાનકો છે, દતકથાઓ ને નીતિવચનો છે; ધર્મશાસ્ત્ર ને તત્ત્વજ્ઞાન છે, સસ્કાર ને નીતિની બધી પ્રવૃત્તિઓ કેન્દ્રસ્થ કરી સામાજિક ઉદ્ધાર કરવાના પ્રયત્નો છે. સુવર્ણયુગ ચિરજીવ કરવાની ઇચ્છાથી રચેલી, મહાન આદર્શોએ પ્રેરાએલાં પુરાણાં આર્ય નરનારીઓનાં પરાક્રમોની રગઉછાળતી વિજયગાથાઓનો સંગ્રહ છે. એ યુગની પ્રચડ માનવતાના ઉલ્લાસને કર્મયોગનાં સનાતન સુત્રોમાં ભરી, સૃષ્ટિને પ્રેરણામંત્ર આપવાનો અભિલાષ છે. આર્યાવર્તની અમોઘતા જળવાય એવો એમાં જાદુ છે. મહાજીવનનું એ મહાકાવ્ય છે, Book of life છે : વૃદ્ધોને જુવાન કરતું, મૃતોને સજીવન કરતું. છિન્નોને ભેગા કરતુ, કાયરોને વીર કરતુ. આદિપર્વમાં ખરુ કહ્યુ છે : यन्नेहास्तिन तत्कचित्–જે આમાં નથી તે કોઇ ઠેકાણે નથી.

ગુપ્તકાલમાં લગભગ આજનું જ સ્વરૂપ લીધુ ત્યારથી આ સહિતાએ ગામેગામના જુદી જુદી ભૂમિકાના આર્યોને જોઇતુ પ્રોત્સાહન આપી તેમનામાં સસ્કાર ને બળ પ્રેર્યાં છે. પાર્થના વિજયના ભાગીઆ

કર્યાં છે. જુદી જુદી દૃષ્ટિઓને સંતોષી, સમૃદ્ધ કરી, તેને એકલક્ષ્યી બનાવી છે. એણે આર્યહૃદયની અપૂર્વ ભાવનામૂર્તિ સરજી છે. એ સંહિતાના શ્લોકોમાંથી, જેમ સાગરમાંથી લક્ષ્મી તરી આવ્યાં હતાં તેમ, તરી આવે છે–ન થએલી, ન થવાની અને છતાં દરેકને હૃદયંગમ એવી પરમ પુરુષોત્તમની ભાવના; સુવર્ણયુગની ભભક, પ્રતાપ ને સંસ્કારથી જ્વલંત દેવકીનંદન ઘનશ્યામની; દુષ્કૃતોનો વિનાશ ને ધર્મના સંસ્થાપન માટે 'निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः'ની સંજીવિની ઉચ્ચારતા, સનાતન મોહનમૂર્તિરૂપે આર્યહૃદયમાં વાસ કરનાર નરોત્તમની.

આ ઈષ્ટ દેવતાને સ્મરી વિષ્ણુપુરાણકાર આર્યહૃદયનું ભક્તિસ્તોત્ર ઉચ્ચારે છે :

> गायन्ति देवा किल गीतकानि
> धन्यास्तु ते भारतभूमिभागे ।
> स्वर्गापवर्गास्पदमार्गभूते
> भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥ १

## ૧૩

રાજકીય ઐક્ય ને વિજયોલ્લાસ; સંસ્કારસ્વામીઓની સર્વોપરિતા ને આર્થિક સ્વાતંત્ર્ય; ગીર્વાણગિરાની પૂજ્યતા ને પ્રાબલ્ય; પ્રજાના પિતા પરદુઃખભંજન વિક્રમાદિત્યનો આદર્શ, સંસ્કારના કોશાગાર સમું સ્ત્રીત્વનું સંરક્ષણ; સમૃદ્ધ સાહિત્ય ને વિશુદ્ધ પ્રણય; સમાજના મુમુક્ષુઓ સદા ઝંખે એવો સત્યયુગ; સંસ્કારના વિકાસ ને વિસ્તાર

---

૧ દેવો પણ ગીત ગાય છે: સ્વર્ગ ને મોક્ષના માર્ગભૂમિ સમા ભારતભૂમિના પુરુષોને ધન્ય છે–જે પુરુષો સુર કરતાં પણ મોટા છે.

સાધતી અવિરત પ્રવૃત્તિ, ઐતિહાસિક સાતત્યનું સ્થાપન, સમગ્ર સંસ્કૃતિના શબ્દદેહનો સંહિતારૂપે ઉદ્ભવ; માનવ હૃદયની ભક્તિનું અનુપમ ધ્યેય એવા ચક્રધર વાસુદેવનું સર્જનઃ–આ બધાં બળો ઐક્ય ને અભેદ સાચવવા સુવર્ણયુગના સ્રષ્ટાઓએ સરજાવ્યાં.

તોરમાણ ને મિહિરાકુલનાં આક્રમણો આ બળોએ ખાળ્યાં. શ્રીહર્ષના કાલમાં આ બળોએ આથમના સુવર્ણયુગની વિવિધરંગી ભભક પ્રગટાવી. ઇસ્લામીના ભયંકર આક્રમણ સામે નીડર બની સામનો કર્યો, શિવાજી રણજીત આદિ વીરોના સમયમાં અંધકારના આવરણો દૂર કરવા માંડ્યા. વિપત્તિભરી શતાબ્દિઓમાંથી જેમ તેમ પસાર થતા આર્યો એ બળોને લીધે પ્રતાપી રહ્યા. હાર્યા તો હાર જાણી નહીં. મુઆ તોએ મરણની પરવા કરી નહીં. અને પાશ્ચાત્યોએ ઉભી કરેલી આજની પરિસ્થિતિમાં, જ્યારે આ એકે એક બળનું કલેવર કોતરી ખવાય છે ત્યારે પણ એમનું પ્રાબલ્ય એટલું રહ્યું છે કે તેમનાં સ્વરૂપ આપણે જોઇ શકીએ છીએ, તેમના વડેજ ઐક્ય ને અભેદ અનુભવીએ છીએ, અને તેમના પર આધાર રાખીને જ ફરી જોવાની આશા રાખીએ છીએ–સમુદ્રગુપ્તના તે એક અને અભેદ્ય આર્યાવર્તની.

સંસ્કારસંકરથી પ્રગટેલાં જંતુઓ આ બળો કોતરી ખાય છે. નવા ધનથી ઘેલા બનેલા પ્રથમશ્રી–nouveau riche–ની માફક તે અનેક ચાળા કરી રહ્યા છે. આપણા પ્રથમશ્રીનાં પરાક્રમો જેવાં તેવાં નથી. તે પરબળે સ્થાપાએલી રાજ્યસત્તાના ઐક્ય પર રાચે છે. એ આર્યાવર્તના બે જાતિપ્રધાન કકડા કરવામા, તેની અનેક પ્રાતિક કચ્ચરો કરવામાં, ગલીએ ગલીએ ને ઘેર ઘેર સંસ્કારવિગ્રહ ઉભો કરવામા રોકાય છે. હજારો વર્ષોના સ્વપ્નાની એને પરવા નથી. અનેક મહાત્માઓની ઐક્યસિદ્ધિની તેને ખબર નથી. તે પાટલુનના ગજવામાં

હાથ મૂકી, છાતી ફુલાવી ગર્વથી ઉચ્ચારે છે: "હીંદ રાષ્ટ્ર નથી–રાષ્ટ્ર થવાનું નથી–તેને રાષ્ટ્ર કરવામાં ફાયદો નથી." એક આર્યાએ થોડાક જ દિવસ ઉપર નહોતું ઉચ્ચાર્યું કે રાષ્ટ્રીયતા એ ગુનોહ છે?

સંસ્કારસ્વામીઓની સર્વોપરિતામાં એને શ્રદ્ધા નથી. બ્રાહ્મણ, તત્ત્વવેત્તા, અધ્યાપક, કવિ, આચાર્ય એને મન એક પ્રકારનાં શોફરો છે. એ દાનની ભાવના જોઇ હસે છે. કુટુંબનો ગોર અગીઆરસે ચોખા ને પૈસાનું દાન લેવા આવે ત્યારે તેનો તિરસ્કાર માતો નથી. તોરમાં તે પૂછે છે : ભીખ માગતાં શરમ નથી લાગતી? આ દેશમાં મફત ખાનારા કોણે ઉપજાવ્યા? એના નવા સંસ્કારના અઢળક ધનના ઢગલા પર બેઠા બેઠા એને ખાતરી થઇ છે કે યોગીન્દ્ર એક સ્વાર્થી ભામટો હતો, પરાક્રમદેવ એક વિશ્વાસુ મૂર્ખ હતો.

ગીર્વાણગિરાની ભૂત ભવ્યતા, વર્તમાન પ્રાબલ્ય, અને ભાવિ ફલદ્રુપતાનું તેને ભાન નથી. માતૃભાષામાં એ માનતો નથી; તેના વિકાસની વાત તેને હાસ્યાસ્પદ લાગે છે. અંગ્રેજીને લીધે આજે દેશમાં એકતા છે–એજ રાષ્ટ્રભાષા આજે છે ને કાલે રહેશે એ એના સિદ્ધાંત. પરમ દહાડે ગામડાનો મહેતાજી અંગ્રેજી વડે ગ્રામ્યસંસ્કાર સુધારશે ને ચોથે દહાડે અભેટાનો ખેડુત હળ ખેડતાં અંગ્રેજી ગીત ગાશે–એટલે સુધી એની સિદ્ધાંતશ્રેણિ ગઇ છે કે કેમ તે કહી શકાતું નથી.

અને સ્ત્રીઓ સ્વચ્છંદી થાય તેમાં એને સંસ્કૃતિ દેખાય છે. પાશ્ચાત્ય demi monde પર ઠરેલી તેની દૃષ્ટિને સ્ત્રીની સુરક્ષિત અવસ્થામાં સંસ્કારનું સંરક્ષણ છે એ દેખાતું નથી.

એને વિક્રમાદિત્યની મોહિની નથી. એને સ્વનિયંત્રણમાં શ્રદ્ધા નથી. આર્ય સત્તાધીશ મહાન થઇ કેમ જ શકે–એ પ્રશ્ન તેને સ્વાભાવિક છે. વિક્રમાદિત્ય કરતાં ક્રીકેટના ફટકા મારતો કોઇ

રાજકુમાર એને મન વધારે સસ્કારી છે. પરદેશી રાજપુરુષના આધાર વિના તેને આરો દેખાતો નથી. પરદેશી રાજ્યે દીધેલા બીરુદનો તેને મોહ છે. બધા દેશને તે સ્વાશ્રયી કલ્પી શકે છે, પણ આર્યાવર્તને તેમ કલ્પી શકતો નથી.

કાલિદાસની મહત્તા તે કબુલ કરે છે કારણ કે ગોઅથેએ તેની પ્રશસા કરી છે. પણ 'Indians have no originality' એ વાત એને મન સ્પષ્ટ છે. એની રસિકતા ક્ષુદ્ર મજાકોમા તલ્લીન છે. વીલાયતના ત્રીજી પંક્તિના ચોપાનીઆં ને ચોથી પંક્તિની બીભત્સ વાર્તા એના સસ્કાર પોષે ત્યાં શાકુતલ ને રઘુવશની શી ગણતી? મેઘદૂતનું એને આકર્ષણ નથી ને એમાં એને રસ નથી પડતો. પ્રણયમાં આદર્શને સ્થાન પણ એને દેખાતુ નથી. સ્ત્રીમાં એને દેખાય છે એક જ–તૃપ્તિનુ સાધન. પણ એને ઉદ્ધારવા આદર્શ પ્રણયની જરૂર છે એ તેને સમજાતું નથી.

અને સત્યયુગ ઝખવાનાં ગાંડપણમાંથી એ પ્રથમથી વિનિર્મુક્ત છે. He is cynical, disillusioned. એને મનુષ્યસ્વભાવની પ્રામાણિકતા કે ભાવનાશીલતામાં શ્રદ્ધા નથી. કોઇ યુગ 'સત્ય' હતો, હોઇ શકે કે હોવો જોઇએ, અથવા એવો યુગ લાવવાની નિઃસ્વાર્થ મહેનતમાં સમાજની ઉન્નિતિનું બીજ છે એવું તે માનતો નથી. આત્મવત્ સર્વભૂતેષુ એવા એને, નિઃસ્વાર્થતા કયાંય જણાતી નથી.

બ્રાહ્મણે જે આર્યાવર્ત્તમાં પ્રસાર્યો તે સંસ્કાર છે એમ તે માની શકતો નથી. ઐતિહાસિક સાતત્યની તેને જરુર નથી પૂર્વજો તરફ એને પૂજ્યભાવ નથી. મહાભારત એણે વાંચ્યું નથી, વાંચવાનો એનો ઇરાદો નથી. ભૂત વીસરી વર્તમાનમાં તે મગ્ન છે. વાસુદેવના અપૂર્વ ચારિત્ર્યની ભવ્યતા જોવાને કે ભજવાને અશક્ત, યોગના પાઠ પઢ-

વાથી કાયર આ પ્રથમશ્રી અંધ છે: અધઃપાતને ત્રિકાલદર્શન માની તે આર્યાવર્તનું સત્યાનાશ વાળે છે. આ ઘુવડને તેજ વડે અંધકાર પ્રસરે છે. અને તે તેજોદ્વેષી બની, 'મુઆ મુઆ'ની કારમી ચીસોથી જગતમાં ઝેર પ્રસારે છે. એને ખબર નથી કે જ્યારે દેશ એના જેવાઓથી તરવરશે ત્યારે ખરેખર અંધકાર થશે. જ્યારે એના જેવા નિર્મૂલ થશે ત્યારે સુવર્ણયુગની ઉષા ઉગશે.

૧૪

પણ પ્રથમશ્રીની માફક અનેક રૂપો દર્શાવ્યા વિના એના દૃષ્ટિબિંદુમાં રહેલા એક સત્યની નોંધ લેવી જોઈએ. જે બળોએ એક વાર સુવર્ણયુગ સરજાવ્યો તે, તે ને તે જ સ્વરૂપે, ફરી સરજાવી શકાય નહી. ઇતિહાસના ફેરવ્યાં પાનાં ફરી ફેરવાય નહી.

બ્રીટીશ સલ્તનત સામું આજે યુદ્ધ આદરી શકાય નહીં. માત્ર ધાર્મિક શ્રદ્ધાથી દાનને ધર્મનું મૂલ કરાય નહીં. સંસ્કારસ્વામીના પુત્રને સંસ્કારસ્વામી તરીકે સ્થપાય નહીં. સંસ્કૃતને રાષ્ટ્રભાષા કે શિષ્ટોના વ્યવહારનું વાહન બનાવી શકાય નહી. એકશાસન બધાને હવે ભાગ્યેજ રુચે. નાની બાલિકાઓને પરહસ્તે કોઇકજ સોંપે. સાહિત્ય સરજાય, પણ કાલિદાસની પ્રણાલિકા પ્રમાણે નહી. પ્રણયભાવના સેવાય, પણ એકતર્ફી આત્મસમર્પણની આશા પર તો નહીં જ. સત્યયુગ લોકો ઝંખે, પણ કાલિદાસે કલ્પ્યો એવો નહીં. સંસ્કાર પ્રસરે, પણ પુરાણીઓથી નહીં. ઐતિહાસિક સાતત્ય સધાય, પણ દંતકથાથી નહીં. ભારત વચાય, પણ સંહિતારૂપે નહી. અને કૃષ્ણ વાસુદેવ પૂજાય, પણ પરબ્રહ્મરૂપે નહીં. આમ બધાં બળો પોતાને અસલ સ્વરૂપે વ્યક્ત થવાને અશક્ત, નવાં સ્વરૂપો શોધી રહ્યાં છે. પણ તેમનું ધ્યેય રહ્યું છે તેનું તે જ : આર્યવર્ત એક ને અભેદ.

એ ધ્યેય સાધવવા આ બધા બળો જેમ એક વખત ધર્મનાં અગ બન્યા હતાં તેમ હવે એક નવ ધર્મનાં અંગો બનતાં જાય છે. એ નવધર્મ આર્યાવર્તના ભૌગોલિક, આર્થિક ને રાજકીય સ્વાસ્થ્યના પાયા પર સાંસ્કારિક એકતાનતા ઉભી કરી રહ્યો છે. ભાવનાએ ભાવનાનાં શિખરોને એકલક્ષ્યી બનાવી, આર્યત્ત્વની સરસતા મૂર્તિમાન કરતો, તાજમહાલ સમો, એક અકલક આર્યરાષ્ટ્ર એ બાંધી રહ્યો છે. એ નવધર્મ તે અર્વાચીનોનો વિમોચન મત્ર : રાષ્ટ્રધર્મ.

રાષ્ટ્રધર્મ એટલે એક અને અભેદ્ય આર્યાવર્તની ભક્તિ–તેને અભેદ્ય ગણી કરેલી સવિકલ્પ સમાધિ. જેણે આ ધર્મ સેવ્યો તેને એક જ દેવ : આર્યાવર્ત. તેને એક જ દાનવ : તેનો વિભાજક.

આર્યાવર્તનુ સ્વાસ્થ્ય તોડનાર. તેના ભાગલા કરનાર, તેના પ્રાંતોને સંપૂર્ણ સ્વાધીનતા આપનાર, તેની પ્રજામા જાતીય કે વર્ણાત્મક ભેદો અમર કરનાર, તેને બીજાની પ્રેરણાને આધીન બનાવનાર, રાષ્ટ્ર બનાવ્યા પહેલાં તેને આંતરરાષ્ટ્રીય જીવનવહેણમાં ઝપલાવનાર-આ બધા એને મન રાષ્ટ્રધર્મદ્રોહી–કાફીર. આ 'કાફીર' સાથે સંબંધ તે એને મન પાપ, અને લેવડદેવડ તે કાયરતા.

—એનો એકજ મંત્ર : આર્યાવર્ત એક ને અભેદ્ય. એ મંત્રના ઉચ્ચાર ને સિદ્ધિમાં એનો વિજય, અને એ વિજયમાં જ એનો ઉલ્લાસ.

—એની એકજ નેમ: સશક્ત થવું કે જેથી આર્યાવર્ત સશક્ત થાય; વિભાજક પ્રવૃત્તિઓ વિનાશવી કે જેથી ઐક્ય વિસ્તરે.

—એનુ વાત્સલ્ય એના બધુઓ માટે, તેમને સામર્થ્ય શીખવવા, તેમને સમાન બનાવવા, તેમને દેવના ચરણસ્પર્શનો અધિકાર આપવા.

—એ આર્ય દેશે સ્વામીને જે રાષ્ટ્રસંસ્કાર સરજશે. એ પરદેશ સેવશે, સંસ્કારને વિશુદ્ધ કરવા; એ સ્વસંસ્કાર સેવશે, તેનાં રહસ્યો શોધી સ્વધર્મને સમૃદ્ધ કરવા. આર્યસંસ્કારનો આત્મા ઉદ્ધારે તે એનો ભૂદેવ, ઉચ્છેદે તે એનો બ્રહ્મરાક્ષસ.

—આર્યાવર્ત વડે આર્યાવર્ત ઉદ્ધારે તે એનો ગુરુ. એ રાષ્ટ્રદેવનું દિવ્ય વિરાટ કલેવર તે આ વિશાળ ભૂમિ; તેનો પ્રાણ તે સંસ્કારસ્વામીઓએ સેવેલી રાષ્ટ્રભાવના; તેનું વચનામૃત તે તેમણે પ્રગટાવેલું સાહિત્ય. એનું ધ્યેય રાષ્ટ્રભાષાના સ્થાપનને વિસ્તાર, અને રાષ્ટ્રસાહિત્યનો ઉદ્ધાર ને સર્જન. એની પ્રેરિકા ગીર્વાણગિરા. એની સેવ્યા રાષ્ટ્રભાષા.

—આર્ય સ્ત્રીત્વનો એ ભક્ત, તેના વિમોચન માટે ઉત્સુક, તેની સરસતાથી રસગ્રેલો, તેના સંસ્કાર ને શુદ્ધિનો સંરક્ષણહાર. સબળ ને સ્વતંત્ર વ્યક્તિઓની એકતાનતા પર રચાએલા રાષ્ટ્રનો એ ભક્ત, સંસ્કૃતિ સાચવવા સ્ત્રીને પુરુષનું અંગ નહીં બનાવે, પણ સ્ત્રી માત્રને અંગ, મન ને ભાવનાનું બળ આપી સંસ્કારની સૈનિકાઓ બનાવવા તત્પર થશે.

—એ સેવાની ઇચ્છા કરશે કોઇ રાષ્ટ્રવીર વિક્રમાદિત્યની, પરદુઃખભંજન પિતા સમા કોઇ આર્યગૌરવના સંસ્થાપકની. સ્વસ્થ, નિર્ભય, ને ભાવનાશીલ, રાષ્ટ્રધર્મના વિજયોલ્લાસભર્યો જે યુગ તે એનો સત્યયુગ. એની દૃષ્ટિ નીરખશે એ યુગનાં જ રહસ્યોને–એની રગો ઉછળશે એ રહસ્યો ઉકેલવાને.

—એની સર્જકતાનું ધ્યેય રાષ્ટ્રસંસ્કારમાં રહેલી ભાવનાનું દર્શન ને કથન, રાષ્ટ્રવીરનું આલેખન ને કીર્તન, રાષ્ટ્રના મહાપ્રસંગોનું વર્ણન ને સર્જન. અને તે દ્વારા કોઇ અનુપમ, વિરલ પ્રેરણાનારાયણ સરજાય અને તેની ભક્તિ સર્વવ્યાપી બને એ જ એની મહત્ત્વાકાંક્ષા.

—કોઇ હસશે, કોઇ તિરસ્કારશે, કોઇક એને પાછો ખેંચશે, કોઇ એને ગુંગળાવશે પણ આર્વની ઉગ્રતા એ અનુભવશે, ભગીરથનાં તપ એ તપશે, આર્કની જોનની આત્મશ્રદ્ધા રાખશે, ચૈતન્યનું આત્મસમર્પણ કેળવશે. એના રાષ્ટ્રભગવાન પર દૃષ્ટિ કરી, તેના નામસ્મરણે એ રોમાંચિત થશે. એ તેનો સાક્ષાત્કાર કરવા જગતને ડારશે ને જરૂર પડયે જીવને જતો કરશે. અને પ્રહ્લાદની માફક એની નવધા ભક્તિથી જીવનમુક્ત થશે.

—એને કાયરો માટે કૃપા નહી હોય, દ્રોહી માટે સહિષ્ણુતા નહીં હોય. રાષ્ટ્ર સંસ્થાપવા, દુષ્કૃતો વિનાશવા તત્પર. સજીવન થએલા સમુદ્રગુપ્ત સમો એ અશ્રદ્ધાળુને શ્રદ્ધા આપશે.

—અને મરતાં, એની ભસ્મ સુવર્ણરજ સરખી સુવર્ણયુગના સર્જન આરંભશે.

—અને એની વાણીથી ગુંજતી હશે દિશાઓ. જનનીશ્રેષ્ઠ વિદુલાનાં વાક્યોથી[1] કાપુરુષોને સંબોધશે.

ઉઠ બાયલા, માનહીણા! વેરીને આનંદી, બંધુઓને શોક દઇ હાર ખાઇ સુઇ શું રહે છે?

---

[1]उत्तीष्ठ हे कापुरुष मा शेष्वैवं पराजित।
अमित्रान्नन्दयन्सर्वान्निर्मानो बन्धुशोकद:॥
सुपूरा वै कुनदिका सुपूरो मूषिकाञ्जलि:।
सुसंतोष: कापुरुष: स्वल्पकेनैव तुष्यति॥
अप्यहेराुजन्दंष्ट्रामाश्वे निधनं व्रज।
अपि वा संशयं प्राप्य जीवितेऽपि पराक्रमे॥

* * * *

ખાબોચીયું જરાક પાણીથી ભરાય; ઉંદરડાની અંજલિ સહેજે ભરાય. કાયરો જરાકથી સંતોષાય છે. કુતરા પેઠે ફર્યા કરે છે તેના કરતાં સર્પની દાઢ ઉખેડતાં મરી જા. જીવ છોડ પણ પરાક્રમ કર.

વજ્રે માર્યો હોય તેમ મુડદા જેવો શાનો પડ્યો છે? કાયર! શત્રુ અણજીતાએલો પડ્યો છે ત્યાં સુખ શાનો રહે છે? ઉઠ, કાપુરુષ!

કૃપણ! અંધકારમાં અસ્ત થા મા, તારા કર્તવ્યોથી બધું ગજાવ. નીચે નહીં, વચ્ચે નહીં[1] પણ ગર્વથી ઉંચે ઉભો રહે.

તિંદુકના લાકડાની પેઠે ક્ષણભર પણ જાજ્વલ્યમાન બન. જીવવાની લાલસાએ જ્વાલાવીહોણો તૃષાગ્નિની માફક ધુમાયાં નહીં કર.

પળ વાર ભભુકવું સારું, લાંબો કાળ ધુમાવું ખોટું. જેનું અદ્ભુત ચરિત્ર માનવોના મુખમાં નથી તે તો માત્ર ઉકરડો વધારે છે; તે નથી સ્ત્રી ને નથી પુરુષ.



[1]त्वमेवं प्रेतवच्छेषे कस्माद्वज्रहतो यथा ।
उत्तिष्ठ हे कापुरुष मा स्वाप्सीः शत्रुनिर्जितः ॥
मास्तं गमस्त्वं कृपणो विश्रूयस्व स्वकर्मणा ।
मा मध्ये मा जघन्ये त्वं माधो भूस्तिष्ठ गर्जितः ॥
अलातं तिन्दुकस्येव मुहूर्तमपि हि ज्वल ।
मा तुषाग्निरिवानर्चिर्धूमायस्व जिजीविषुः ॥
मुहूर्तं ज्वलितं श्रेयो न धूमायितं चिरम् ।

* * *

यस्य वृत्तं न जल्पन्ति मानवा महदद्भुतम् ।
राशिवर्धनमात्रं स नैव स्त्री न पुनः पुमान् ॥

–મહાભારત ઉદ્યોગપર્વ.

ખાબોચીયું જરાક પાણીથી ભરાય; ઉંદરડાની અંજલિ સહેજે ભરાય. કાયરો જરાકથી સંતોષાય છે. કુતરા પેઠે ફર્યા કરે છે તેના કરતાં સર્પની દાઢ ઉખેડતાં મરી જા. જીવ છોડ પણ પરાક્રમ કર.

વજ્રે માર્યો હોય તેમ મુડદા જેવો શાનો પડ્યો છે? કાયર! શત્રુ અણજીતાએલો પડ્યો છે ત્યાં સુધી શાનો રહે છે? ઉઠ, કાપુરુષ!

કૃપણ! અંધકારમાં અસ્ત થા મા, તારા કર્તવ્યોથી બધું ગજાવ. નીચે નહીં, વચ્ચે નહીં[1] પણ ગર્વથી ઉંચે ઉભો રહે.

તિંદુકના લાકડાની પેઠે ક્ષણભર પણ જાજ્વલ્યમાન બન. જીવવાની લાલસાએ જ્વાલાવીહોણો તૃષાગ્નિની માફક ધુમાયાં નહીં કર.

પળ વાર ભભુકવું સારું, લાંબો કાળ ધુમાવું ખોટું. જેનું અદ્ભુત ચરિત્ર માનવોના મુખમાં નથી તે તો માત્ર ઉકરડો વધારે છે; તે નથી સ્ત્રી ને નથી પુરુષ.



[1] स्वमेवं प्रेतवच्छेषे कस्माद्वज्रहतो यथा।
उत्तिष्ठ हे कापुरुष मा स्वाप्सीः शत्रुनिर्जितः॥
मास्तं गमस्त्वं कृपणो विश्रूयस्व स्वकर्मणा।
मा मध्ये मा जघन्ये त्वं माधो भूस्तिष्ठ गर्जितः॥
अलातं तिन्दुकस्येव मुहूर्तमपि हि ज्वल।
मा तुषाग्निरिवानर्चिर्धूमायस्व जिजीविषुः॥
मुहूर्तं ज्वलितं श्रेयो न धूमायितं चिरम्।



* * *

यस्य वृत्तं न जल्पन्ति मानवा महदद्भुतम्।
राशिवर्धनमात्रं स नैव स्त्री न पुनः पुमान्॥

–મહાભારત ઉદ્યોગપર્વ.

હાસ્યરસના જાણીતા લેખક

શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારનાં
લખેલાં બે નવાં જ પુસ્તકો.

પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે

# ૧ હાસ્ય રસિકા

તુરતમાં પ્રસિદ્ધ થશે

# ૨ જાગીરદારનો હાસ્યભંડાર

આજેજ મંગાવો:—

**આર. આર. શેઠની કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ.

